# પંચાયતનો નવાબ.

(ભાગ પહેલો.

કિંમત રૂ. ૧—૮—૦

# બંગાળાનો નવાબ.

## વિભાગ બીજો.

[ એક ઐતિહાસિક નવલકથા. ]

અનુવાદક:

ભાણજી ભાઇચંદ કોઠારી.

કરાંચી.

પ્રસિદ્ધકર્તા:

બંધુમંડળ તરફથી

વિજયશંકર હરિકૃષ્ણ વ્યાસ,

અધિપતિ 'અંજલી.' કરાંચી.

સં. ૧૯૭૪ | પ્રત ૧૦૦૦. | સને ૧૯૧૮

મૂલ્ય રૂ. ૧-૪-૦

આ પુસ્તક અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર ધી 'ગુજરાત' પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું છે, અને વિજયશંકર હરિકૃષ્ણ વ્યાસે કરાંચીમાંથી પ્રસિદ્ધ કર્યું છે.



સ્વર્ગવાસી રવજી ઝવેરચંદ મેહતા.

જન્મ—સંવત ૧૯૩૪. મરણ સંવત ૧૯૭૪ ચઈતર સુદ ૭, બુધવાર, ૧૭-૪-૧૮.

સ્વર્ગસ્થ શ્રીયુત્

રવજીભાઈ ઝવેરચંદ મહેતા.

એમનાં અનેક સત્કાર્યોએ અનેક દિશામાં આશાન્વિત જનોમાં અનેક વિધ બળ અર્પણ કર્યું છે અને એમની આરંભેલી અનેક શુભ પ્રવૃત્તિઓ હજુ તેમના ઉદાત્ત હૃદયનું સ્મરણ કરાવે છે

તે પ્રમાણે

આ પુસ્તક તેમના નામ સાથે જોડતાં—પરમાર્થ અને વિદ્યા અભિવૃદ્ધિ અર્થે તેમણે કરેલા સ્તુત્ય પ્રયાસો લક્ષમાં લઈ બીજાઓ પણ તેનું અનુકરણ કરવા પ્રેરાય—એવી ઇચ્છા સાથે

અમો છીએ

બંધુમંડળના સભાસદો.



# પ્રાસંગિક.

અંજલિના ગયા વરસની ભેટ તરીકે અપાયેલ પુસ્તકનો અવશેષ ભાગ રસસ્ખલન ન થાય તેટલા માટે અમો બીજા વરસની ભેટ તરીકે અંજલિનાં ગ્રાહકોને સાદર અર્પણ કરીએ છિએ. આશા છે કે અમારાં પ્રિય પાઠકોની રુચીને પાત્ર તે નીવડશે. ગયા વરસનું પુસ્તક જ્યારે ૧૮૦ પૃષ્ટનું હતું ત્યારે આ પુસ્તક લગભગ ૨૧૦ પૃષ્ટનું થવા જાય છે. માસીકની શરૂઆતમાં અમોએ ૧૫૦ પૃષ્ટનું ભેટનું પુસ્તક અને ૨૪ પૃષ્ટનું માસિક રૂપિયા દોઢનાં લવાજમ પેટે આપવાનું જણાવ્યું હતું. પરંતુ માત્ર લોકસેવાના આશયને વળગી રહી અમોએ અમારાં વાંચકોને સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાનવિષયક ક્ષેત્રમાં સાદું, નિરામય પણ રસમય વાંચન પૂરૂ પાડતાં રૂપિયા દોઢ સામું કિંચિત્ લક્ષ આપ્યું નથી. શરૂઆતથી અમોએ માસિકનું કદ ૩૨ પૃષ્ટનું રાખ્યું છે અને સરેરાસ ૨૦૦ પૃષ્ટનાં ભેટનાં પુસ્તકો પૂરાં પાડયાં છે. બંધુમંડળે અંજલિ માસિકને અંગે કોઇ પણ જાતના અર્થલાભની અપેક્ષા રાખી નથી, તેથીજ આ સાહસ થઇ શક્યું છે. છાપખાનાંઓની વિટંબનાઓને લીધે દૂર-દેશાવરમાં

માસીક છપાવવું, છાપવાનાં સાહિત્યો હૃદયહાર—ત્રણગણાં મોંઘાં થઇ ગયાં હોવા છતાં શરૂઆતનાજ લવાજમે માસિક અને ભેટનું પુસ્તક પૂરાં પાડવાં એ સર્વ મુસ્કેલીઓ તરફ લક્ષ આપતાં, અમો અંજલિના ગ્રાહકોની નિષ્કામ સેવા બજાવવા માગીએ છિએ, એ સ્વચ્છ આશય તેઓ સ્પષ્ટ જોઇ શકશે, એટલું ઇચ્છી અત્રે વિરમીએ છીએ.

વિજયશંકર હરિશંકર વ્યાસ.

કરાંચી
તા. ૨૨—૭—૧૮.

અધિપતિ
'અંજલિ'



# અનુક્રમણિકા.

| પરિચ્છેદ. | | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | તારા સુંદરી | ૧ |
| ૨ | સતિ રક્ષાનો માર્ગ | ૪ |
| ૩ | રણુવાસની ગુપ્ત ઘટનાઓ | ૧૩ |
| ૪ | પડદા પાછળ | ૨૦ |
| ૫ | સિદ્ધિનો ભડકો | ૨૫ |
| ૬ | હુસૈન કુલીખાં ફસાયો | ૨૯ |
| ૭ | બાણ છુટયું | ૩૬ |
| ૮ | વિદ્વેષની આગ | ૪૩ |
| ૯ | પાપીની હૃદય યંત્રણા | ૪૮ |
| ૧૦ | સંધ્યાકાળનાં ચિત્રો | ૫૭ |
| ૧૧ | રાજા રાજવલ્લભ | ૬૫ |
| ૧૨ | ભવિષ્ય વિચાર | ૭૬ |
| ૧૩ | નવાબ પાસે અંગ્રેજ ડાકટર | ૮૪ |
| ૧૪ | નવાબનું મૃત્યુ | ૯૨ |
| ૧૫ | ઉપદેશની અધોગતિ | ૯૫ |
| ૧૬ | કલકત્તામાં દૂતનું આગમન | ૯૯ |
| ૧૭ | ન્યાયનું સ્વરાજ્ય | ૧૦૧ |
| ૧૮ | મંથનકાળ | ૧૦૫ |
| ૧૯ | મામીને કાગળ | ૧૧૦ |

| | | |
|---|---|---|
| ૨૦ | નવાબનું સાન્તવન | ૧૧૫ |
| ૨૧ | ચંચળ નવાબ | ૧૧૭ |
| ૨૨ | કરાર | ૧૨૦ |
| ૨૩ | વૉટ્સનો છુટકારો | ૧૨૬ |
| ૨૪ | મંત્રીઓની અવગણના | ૧૨૯ |
| ૨૫ | બંદિવાન ઉમાચરણ | ૧૩૨ |
| ૨૬ | અત્યાચાર | ૧૩૩ |
| ૨૭ | આનંદના ગર્ભમાં | ૧૩૫ |
| ૨૮ | દંપતિ | ૧૩૭ |
| ૨૯ | નવી આફત | ૧૪૧ |
| ૩૦ | યુદ્ધ | ૧૪૮ |
| ૩૧ | પુનઃ હતા ત્યાંજ | ૧૫૭ |
| ૩૨ | પુરુષાર્થ | ૧૬૧ |
| ૩૩ | ભાગ્યોદય | ૧૬૬ |
| ૩૪ | નવાબનો સંદેશો | ૧૭૪ |
| ૩૫ | અલિનગરનો સંધિ | ૧૭૭ |
| ૩૬ | સંધિભંગ | ૧૮૦ |
| ૩૭ | મીર જાફર | ૧૮૫ |
| ૩૮ | સ્વપ્ન સૃષ્ટિ | ૧૮૯ |
| ૩૯ | પલાસીનું યુદ્ધ | ૧૯૩ |
| ૪૦ | કર્મફળ | ૧૯૮ |

# બંગાળાનો નવાબ.

## પરિચ્છેદ ૧.

### તારા સુંદરી.

આ રમણી કોણ છે, તેની હમો પાઠકને માહિતી આપશું! આપે ઇતિહાસનું નિરીક્ષણ કર્યું હશે. જેના કીર્તિ, અને દાનશીલતા ઇતિહાસમાં સુવર્ણ અક્ષરોથી અંકિત છે, જેનો કીર્તિ સ્તંભ મુર્શિદાબાદમાં વરનગરમાં અદ્યાપિવિદ્યમાન છે, અને જેનું નામ હજુ પ્રાતઃ સ્મરણીય ગણાય છે, તે પુણ્યવતી સતિ રાણી ભવાનીનું નામ હું આપને યાદ કરાવુંછું.

વરનગરમાં ભાગીરથીના પશ્ચિમ કિનારા ઉપર જે ભવ્ય મહાલય દર્શન કરાવી રહ્યો છે, તે બીજા કોઇનો નહિ પરંતુ પુણ્યવતી રાણી ભવાનીનો પ્રાસાદ છે. અને જે રમણી અગાસીમાં મંદ મંદ ગતિ કરતી વાયુ સેવન કરી રહી હતી, તેનું નામ તારાદેવી છે. તારાદેવી એ રાણી ભવાનીની એકની એક પુત્રી હતી.

તારાદેવી બાલ વિધવા હતી. અલ્પવયમાં તેના ઉપર દુઃખનો આ પહાડ આવી પડયો હતો. પરંતુ તારાદેવીનું ચરિત્ર તેની માતાના ઉચ્ચ આદર્શથી સંગ્રથિત હતું. તેણે પણ પોતાની માતાની માફક અનેક સત્કર્મોમાં પ્રવેશ કર્યો હતો.

યદ્યપિ તારાદેવી બાલવિધવા હતી, કિન્તુ વૈધવ્યના દારુણ આક્રમણથી તેની રૂપજ્યોતિ ઝાંખી થવાને બદલે ઉલટી વૃદ્ધિ પામી

હતી. સિરાજુદૌલા ઇન્દ્રિય પરાયણ હતો. તે તેનું અતુલ સૌંદર્ય જોઇ ઉન્મત્ત બની ગયો હતો. ગુપ્તચરના પરિશ્રમ પછી સિરાજુદૌલા જાણી શકયો કે તે રમણી રાણી ભવાનીની કન્યા છે અને તેનું નામ તારાસુન્દરી છે.

આ સઘળી વસ્તુસ્થિતિ જાણ્યા પછી સિરાજુદૌલાનો ઇન્દ્રિય આવેગ અટકયો નહિં; તેણે એટલો પણ વિચાર કર્યો નહિં કે તે કોની કન્યા ઉપર આસકત થયો છે, અને કોને લીધે તેની આ કામાંધ અવસ્થા બની છે! રાણી ભવાની સમાન ભૂસંપત્તિની ભોક્તા તે સમયે સમસ્ત રાજ્યમાં અન્ય કોઇ નહોતું. જેના રાજ્યનું પરિક્રમણ કરવામાં પાંત્રીસ દિવસથી પણ વધારે દિવસો વ્યતીત થતા હતા, જેની જમીનદારીની આવક દોઢ કરોડથી વધારે હતી, અને જેના માત્ર એક ઇશારાથી સહસ્ત્ર નરનારીઓ પોતાનાં પ્રાણ વિસર્જન કરવાને તૈયાર થાય, તે રાણીનું તારાદેવી માત્ર એકનું એક સંતાન હતું. આ સુંદરીને મેળવવાની આશા, તેના પ્રતિની આસકિત કેટલે દરજ્જે વાસ્તવિક છે, તેનો સિરાજુદૌલાએ જરા પણ વિચાર કર્યો નહિં અને તેનું કોઇ પણ પ્રકારે હરણ કરવાનો પ્રપંચ–ઉદ્યોગ તે કરવા લાગ્યો.

સિરાજુદૌલાના ચિત્તમાં એ મતાંધતા હતી કે તે નવાબ અલીવર્દીખાંનો ઉત્તરાધિકારી છે, બંગાલ બિહાર ઓરીસાનો ભાવી નવાબ છે અને તેથી તેમાં વસનારાં સર્વ મનુષ્ય તેની આજ્ઞાંકિત પ્રજા છે. પ્રજાને જે સમયે રાજાનો આદેશ સંભળાવવામાં આવશે ત્યારે કોઇ પણ જાતની આનાકાની કર્યા વગર તે તેને મંજુર રાખશે. રાજાની આજ્ઞાનો અવરોધ કરવાની પ્રજાને સત્તા નથી અને વિશેષ

કરી પ્રબલ પ્રતાપાન્વિત યુવરાજનો અનુરોધ કરવાનું કોણ સાહસ કરે! રાણી ભવાની? અરે તે સિરાજુદ્દૌલાને શું કરી શકે?

આવો ભ્રમાત્મક વિચાર કરી સિરાજુદ્દૌલાએ ઉપરોક્ત દુષ્ટ કાર્યનો પ્રારંભ કર્યો. તેણે એટલો પણ વિચાર ન કર્યો કે રાણી ભવાની બ્રાહ્મણની કન્યા છે, ધર્મનિષ્ટ છે અને રાત્રિદિન જપ, તપ, દાન, ધ્યાન, પૂજા આન્હિક, અતિથિ સેવા ઈત્યાદિ નાના પ્રકારનાં સત્કાર્યોમાં લિપ્ત રહે છે. આવી આદર્શ ચરિત્રવાન્ સ્ત્રી શું પોતાની કન્યાને કદિ પરપુરૂષને હસ્તે જવા દેશે? જે ધર્મ અધર્મ સમજે છે, જેને પોતાના ધર્મપર સમ્પૂર્ણ શ્રદ્ધા છે, જે આ લોક અને પરલોકને માને છે, પાપ પુણ્યને સમજી શકે છે, દેવ બ્રાહ્મણની પાદ સેવા કરે છે, તે કદિ આવા તિરસ્કૃત કાર્યનું અનુમોદન કરશે શું?

કંદર્પની મોહિનીને વશ થતાં કોનાં જ્ઞાનબુદ્ધિનો લોપ થતો નથી? સિરાજુદ્દૌલાની પણ આ સ્થિતિ થઈ, નહિં તો તે શા માટે આવા કાર્યમાં પ્રવૃત થાય?

સિરાજ! કામની પ્રબળ તાડનાથી હિતાહિત સમજવાની તારી બુદ્ધિનો નાશ થયો છે! યદપિ તું નવાબ અલીવર્દીખાંનો ઉત્તરાધિકારી છે. બંગાલ બિહાર, ઓરીસાનો ભાવી નવાબ છે, કિન્તુ આટલું હોવા છતાં પણ રાણી ભવાની જેવી ભૂ સંપત્તિની અધિકારિણી ધર્મપરાયણા રમણી શું તારા આવા જઘન્ય પ્રસ્તાવ સાથે સંમત થશે? હિન્દુ લોકોને ધનની તૃષ્ણા નથી, પ્રાણની પરવા નથી. તેઓ બધું સમર્પણ કરતાં પણ કુલ માન અને જાતીય ગૌરવનું રક્ષણ ઇચ્છે છે. આ કુલ ગૌરવનો મર્મ હિન્દુ સમાન અન્ય કોઇ પ્રજા અદ્યાપિ જાણતી નથી.

## પરિચ્છેદ ૨.

### સતિ રક્ષાનો માર્ગ.

નારીનું સૌંદર્ય અને પુરૂષોનું ઐશ્વર્ય એ બન્ને સર્વ નાશનું કારણ બને છે ! તારાદેવી જો અસાધારણ સુંદરી ન હોત, વિરૂપા હોત, તેની રૂપ માધુરી જોઇ લોકો સહસા ઉન્મત્ત બનતા ન હોત, તો તેને જોઇ સતિકુલ રાક્ષસ સિરાજુદ્દૌલાની મતિ કદિ ભ્રષ્ટ થઇ ન હોત, અને તેનો પ્રેમાભિલાષી બની તેને લઇ આવવાનો કોઇ પણ રીત્યે પ્રયત્ન કરાવત નહિં.

જ્યારે રાણી ભવાનીને સમાચાર મળ્યા કે સિરાજુદ્દાલા તેની તનયાના રૂપ લાવણ્યનું દર્શન કરી તેનો પ્રેમાભિલાષી બન્યો છે, અને તેનું હરણ કરવાને ઉદ્યત થયો છે ત્યારે તેના શિર ઉપર વજ્રપાત થયો. ભયથી તેનું શરીર કંપવા લાગ્યું અને ચો તરફ તેને અંધકાર ભાસવા લાગ્યો. તે નિશ્વાસ નાંખી કહેવા લાગી, " પુત્રી, શું આ પણ તારા ભાગ્યમાં લખ્યું હતું ? " આટલું બોલતાંજ તે મૂર્છાવશ થઇ.

અનેક પ્રકારની શુશ્રૂષા કરવા પછી રાણી ભવાનીને ચૈતન્ય પ્રાપ્તિ થઇ. તેનું હૃદય ચિન્તાસાગરમાં નિમગ્ન થઇ ગયું. શી રીત્યે કુલમાનની રક્ષા કરવી, શી રીત્યે કન્યાનું સતીરત્ન ધન સાચવવું, અને કઇ રીત્યે કામાંધ સિરાજુદ્દૌલાના હાથથી મુક્તિ મેળવવી, તે પ્રબળ ચિન્તા—ભાવનાથી તેના હૃદયમાં પ્રચંડ યાતના થવા લાગી. વિક્ષોભિત સાગરની માફક તેના ચિત્તમાં ઉથલપાથલ થવા લાગી.

રાણી ભવાની યદ્યપિ રમણી હતી, પરંતુ તેનાં જ્ઞાન બુદ્ધિ રમણી સમાન નહોતાં. સમર્થ મંત્રીઓ જે વાતનો નિર્ણય કરી શકતા નહોતા, તેનું તે પળવારમાં સમાધાન કરી દેતી અને યોગ્ય ઉપાય શોધી આપતી. આથી કોઇ પણ મંત્રણા, રાજકાર્યમાં તેને મંત્રીઓની સલાહ લેવી નહિ પડતી હતી.

રાણી ભવાનીએ જાણ્યું કે, સિરાજુદ્દૌલાની આ પાપલિપ્સાનું સહજમાં નિવારણ થવાનું નથી; દ્રવ્ય, રાજ્ય વિનિમય, અથવા કોઇ પણ જાતના સદુપદેશથી આ પાપ પ્રવૃત્તિમાંથી તે નિવૃત્ત થવાનો નથી. તોપણ સિરાજુદ્દૌલાની પાપેચ્છાનું દમન કરવા માટે વિઘ્નો ઉપસ્થિત કરવામાં આવે, અને જો તેને નવાબના ઉત્તરાધિકારીના પદથી વંચિત કરવામાં આવે, તો અવશ્ય તેના ઉપર પ્રબળ અસર થાય. કિન્તુ સિરાજુદ્દૌલાની વિરૂદ્ધ કોણ હિમ્મત ધરી ઉભો રહે ? કોણ કટીબદ્ધ થાય ! આવું સાહસ કોણ કરે ? ત્યારે શું રાણી ભવાની ભયથી ડરી પોતાની પુત્રી તારાસુંદરીનું સિરાજુદ્દૌલાના હાથમાં સમર્પણ કરશે ?

જે હિન્દુ કુલનું મુખ ઉજ્જવળ કરનારી છે, જેના નામનું લોકો પ્રાતઃકાલમાં સ્મરણ કરે છે, જે હંમેશાં શ્વેત વસ્ત્રો ધારણ કરે છે, જેની કીર્તિનું, તેજસ્વીતા અને દાનશીલતાનું લોકો ઉચ્ચ સ્વરથી ગાન કરે છે, તે ધર્મ ગતપ્રાણા રાણી ભવાની શું પોતાના પવિત્ર ધર્મને લાંછન લગાડી પોતાની કન્યાને સિરાજુદ્દૌલાના હાથમાં જવા દેશે ? યદિ ધર્મ રક્ષણ અર્થે, તનયાના સતીત્વના પાલન અર્થે, ફાંસીપર ચડવું પડે, વિષપાન કરવું પડે, અને કદિ પ્રજ્વલિત ચિતાને આલિંગન દેવાનો પ્રસંગ આવે તો પણ તે સઘળું તે આ-

લ્હાદમય ચિત્તે કરશે; પરંતુ રાણી ભવાની તારાદેવીને સિરાજુદ્દૌલાને સોંપી પોતાને તેમ જ પોતાના ધર્મને કદિ કલંકિત કરશે નહિ! વિશેષતઃ હિન્દુ સ્ત્રીઓ ધર્મને પ્રાણથી અધિક ગણે છે. હિન્દુ સ્ત્રીઓ શિયળને સમસ્ત સંસારના ધન ભંડારથી અધિક સમજે છે! આવા પરમપ્રિય ધર્મનો શું એક હિન્દુ અબળા ત્યાગ કરશે કે? જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી આવું અમૂલ્ય શિયળ રત્ન તે પરહસ્તે જવા દેશે કે? ઇતિહાસ પણ આ વાતની સાક્ષિ પૂરે છે. જો એવું બન્યું હોત તો આજે ભારત મહિલાઓએ સતીત્વનું રક્ષણ કરી જે કીર્તિવંત મહિમા મેળવ્યો છે, તે તેઓને મળ્યો હોત નહિ?

ગાઢ વિચારણા પછી રાણી ભવાનીએ એક ઉપાય શોધી કાઢયો. તેણે અનુચરોને બોલાવી આજ્ઞા આપી કે તમે સાધક બાગમાં જઈ મસ્તરામ બાવાજીને ખબર આપો કે તે પોતાના દલ બલને શસ્ત્રબદ્ધ કરી સત્વર અહિંઆ આવે.

આ ખબર સાધક બાગમાં ત્વરાથી પહોંચાડવામાં આવ્યા. મસ્તરામ બાવાજી ખબર સાંભળી શીઘ્ર વરનગરમાં રાણી ભવાનીને મંદિર આવી પહોંચ્યા. અને કોઇ પણ જાતનો વિલંબ કર્યા વગર રાણીને અંતઃપુરમાં મળવા ગયા. મસ્તરામ બાવાજી રાણી ભવાનીના અત્યંત વિશ્વાસુ અને આશ્રિત હતા. રાણી તેને સદૈવ સહાયતા કરતી હતી. તે હંમેશાં રાણીને "મા"ના સંબોધનથી બોલાવતા હતા. રાણી ભવાની માત્ર મસ્તરામ બાવાજીના જનની પદપર અધિષ્ઠિત હતી એવું નહોતું; તે પોતાનાં દાસ દાસી, દીન દુઃખી સર્વની જનની સ્વરૂપા હતી, અને તે સઘળાં તેને "રાણીમા" કહીને બોલાવતાં. મસ્તરામ બાવાજીએ રાણી ભવાની પાસે જઇ સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું, "મા, મને શામાટે બોલાવવામાં આવ્યો છે?"

રાણી ભવાનીએ તેને આશીર્વાદ આપી બેસવાનું કહ્યું. તેના બેઠા પછી રાણીએ વાતચીતનો પ્રારંભ કર્યો. " વત્સ, શું કહું ! દુરાચારી સિરાજુદ્દૌલાના દુર્વ્યાપારથી પ્રજાને પોતાનાં કુલ માનની રક્ષા કરવી એ અત્યંત કઠિન ભાસે છે. તે પાપીના કરાલ પંજા-માંથી સતીઓને મુક્તિ મેળવવી અત્યંત દુર્લભ થઇ પડી છે. તે પાપિષ્ટ નારીકુલનો રાક્ષસ બન્યો છે. તેણે આજ સુધીમાં સેંકડો સ્ત્રીઓને સતીત્વ ધનથી વંચિત કરી દીધી છે. આટલું કરતાં છતાં તે દુર્મતિની પાપ વૃત્તિ નિવૃત્તિ પામી નથી. જે રમણી એકવાર તેના દ્રષ્ટિ પંથમાં આવે છે, તેનું તે કોઇ પણ રીત્યે હરણ કરવાની યુક્તિઓ રચે છે. તે પાપીની પાપ કથાનું અત્યારે મુખેથી વર્ણન કરતાં મને ધૃણા અને લજ્જા થાય છે. ખબર નહિ, આપણી કન્યાને તેણે ક્યારે અને ક્યાં જોઇ લીધી છે. તે તારાનું હરણ કરવાનું મથન કરી રહ્યો છે. આથી વત્સ, હવે આપણે આપણાં કુળ માનના રક્ષણનો પ્રબંધ કરવાનો છે. આટલા માટેજ મેં તને બોલાવ્યો છે."

મસ્તરામઃ—મા ! સિરાજુદૌલા જો આટલો બધો પાપ પથે વળ્યો છે, તો તેનું દમન કરવાનો શું કોઈ ઉપાય નથી ? હું નથી ધારતો કે તે અસંભવિત હોય ? આપ સમાન ભૂસંપત્તિની અધિકા-રિણી ઇચ્છે તો તેનું સત્વર કોઇ રીત્યે દમન કરી શકે ? મા, ભગવાનની કૃપાથી આપ સર્વ વાતે સમર્થ છો, માટે તેનો પરા-ભવ કરવાનો યત્ન નહિં કરશો તો પછી બીજું કોણ તેની વિરૂદ્ધ પ્રવૃત્તિ કરશે ? નારી કુળની રક્ષા કરવાનું સાહસ બીજું કોણ કરશે !

ભવાનીઃ—વત્સ, તું સત્ય કહે છે. કિન્તુ હું સિરાજુદૌલા વિરૂદ્ધ પ્રવૃત્તિ કરૂં એ શક્તિ મારામાં ક્યા છે ? મનુષ્ય કદિ મનુષ્યનું દમન

કરી શકતા નથી. જ્યાં સુધી ઇશ્વર તેના પક્ષમાં હોય ત્યાં સુધી આપણા જેવા પામરથી શું થઇ શકે ? કેવળ મધુસૂદન સર્વ વાતે સમર્થ છે. દુષ્ટનું દમન તેના શિવાય બીજું કોઇ કરી શકતું નથી. વિશેષતઃસિરાજુદૌલા અત્યાચાર અને પાપ કર્મો કર્યે જાય છે, પરંતુ હજુ સુધી તેનો પાપનો ઘડો પૂરો ભરાયો હોય તેમ લાગતું નથી. આથી હજુ તે દીનબન્ધુ સિરાજુદૌલાનું પ્રતિવિધાન કરી શકતો નથી. જ્યારે સિરાજુદૌલાનો પાપનો ઘડો પૂરો ભરાઇ જશે, અને દીન જનોની મર્મ વેદના, હ્રદય કામના, તે અનાથના નાથ પાસે પહોંચશે, ત્યારે અવશ્ય તેના દુષ્કર્મનો છેડો આવશે. જે સર્વની રક્ષા કરવાવાળો છે, અને જે દુષ્ટને દંડ દઇ ભકતોની સહાય કરે છે, તે જ્યાં સુધી શાંત બેઠો છે ત્યાં સુધી હે વત્સ! મનુષ્યનું શું ગજું છે?

મસ્તરામઃ—મા ! આપ કંઇ નહિં કરતાં શાંત બેસી રહેશો, અને તેની પ્રવૃત્તિમાં વિઘ્ન નહિં નાખશો તો તે દુરાચારી પોતાનાં પાપ કર્મમાં વિશેષ રત બનશે અને હજુ સેંકડો સ્ત્રીઓ સતીત્વ ધનથી વંચિત બનશે. જનની, ત્યારે તમારી શું એવી ઇચ્છા છે કે પૃથ્વીપર અસતી સ્ત્રીઓની સંખ્યાની વૃદ્ધિ થાય ?

ભવાનીઃ—વત્સ, વિચાર કરવાની કંઈ જરૂર નથી. હું તેનો પ્રતિકાર કરવા સંબંધે નિશ્ચિત છું. મેં જ્યારથી સાંભળ્યું છે કે મારી તનયા પ્રતિ સિરાજુદૌલાને પાપેચ્છા ઉદ્દભવી છે, તેના ઉપર તેની કુદ્રષ્ટિ પડી છે, ત્યારથી મને ખાત્રિ થઇ ચૂકી છે હવે તેનું મંગલ કદિ થવાનું નથી. શીઘ્ર તેનુ પતન થશે.

મસ્તઃ—જનની, આપણે કંઇ ઉપાય તો કરવો જોઇએ. માત્ર ઇશ્વર ઉપર સઘળું રાખવાથી સિરાજુદૌલાના પ્રયત્નો વધારે બળવતર બનશે.

ભવાની:—વત્સ, શાદુલનો સંહાર કરવા માટે તેની સામે હથિયાર ઉચકવાના કરતાં ગુપ્ત ઉભા રહીનેજ તેના વિનાશનાં સાધન યોજવામાં વિશેષ બુદ્ધિમતા રહેલી છે.

મસ્તઃ—મા ! આપ આજ્ઞા કરો ! હું તેની વિરૂદ્ધ ઉભો રહેવાને તૈયાર છું. સતી નારીઓના સતીત્વ નાશની દુષિત વાતો હવે હું વધારે વખત સાંભળી શકું તેમ નથી.

રાણી ભવાનીએ મૃદુ મધુર વાણીએ કહ્યું. "વત્સ, શાન્ત થા, ધૈર્ય ધારણ કર. ઉતાવળનું આમાં કામ નથી. વ્યાકુલ થઇ જવાથી કાર્ય સિદ્ધિ થતી નથી. સિરાજુદ્દૌલા પોતાના મૃત્યુને હાથે કરી બોલાવે છે. તે જેવો દુર્દાન્ત અને પાપ રત છે, તેવું શીઘ્ર તેને તેના પાપનું ફળ મળશે. નવાબ અલીવર્દીખાંનું મૃત્યુ થશે કે તરતજ તેના દંભ–દર્પનો લોપ થઇ જશે. તેના નાશના સાધનરૂપે ચોમેર ભીષણ ષડ્યંત્રોનું આયોજન થઇ રહ્યું છે; વત્સ! મારી ભવિષ્ય વાણી અવશ્ય સત્ય થશે. અવશ્ય સિરાજુદ્દૌલા તે વખતે પોતાનું રક્ષણ કરી શકશે નહિં. આપણને ચિન્તા કરવાનું કંઇ કારણ નથી. યદિ પૃથ્વીપર ધર્મ છે, તો ઇશ્વર આવો અત્યાચાર કદિ સહન કરશે નહિ.

મસ્તરામ:—મા, આપ જે કંઇ કહો છો તેથી મારો વિશ્વાસ બંધાય છે કે અવશ્ય ભવિષ્યમાં સિરાજુદ્દૌલાનું રક્ષણ થવાનું નથી. પરંતુ જનની, જેનું શરીર લોહી માંસથી બનેલું છે, તે આવો અત્યાચાર પ્રત્યક્ષ જુએ પછી ધૈર્ય શી રીતે ધારણ કરી શકે!"

ભવાની:—વત્સ, જ્યાં ઉપાય નથી હોતો ત્યાં સઘળું સહન કરવું પડે છે. દુર્બલનો ખરો સહાયક ભગવાન છે. તેનું આપણે સાચા અંતઃકરણથી સ્મરણ કરવું જોઇએ. અવશ્ય તે તેનું પ્રતિ

વિધાન કરશે. નહિ તો બંગાલ, બિહાર, ઓરીસાનો જે ભાવી નવાબ છે તેની વિરૂદ્ધ પ્રકાશમાં આવવું, એ મૂર્ખતા શિવાય બીજું કશું નથી.

મસ્તરામઃ—મા! હવે હું વધારે સાંભળવા માગતો નથી. સિરાજુદ્દૌલાનાં અત્યાચાર અને પાપ કથા સાંભળી મારી નાડીઓમાં લોહી પ્રબળ વેગથી વહેવા માંડયું છે. અરે! તે રાજા થઇ અત્યાચાર કરે છે! એવા અનાચારનો નાશ કરવાને ભગવાને પણ અત્યાર સુધી કંઇ પ્રયત્ન કર્યો નથી.

ભવાનીઃ—વત્સ, સહાસિક થા નહિં! જ્યાં સુધી અભ્રઘટા ચડી નથી ત્યાં સુધી પાણીની ફોકટ આશા રાખવાથી શું વળે? સિરાજુદ્દૌલાની પાપ વૃત્તિ પૂર્ણ થઇ નથી તેથી ઇશ્વરે તેના માર્ગમાં કંઇ વિઘ્ન નથી નાખ્યું. વત્સ, જે દિવસે તેના સૂક્ષ્મતુલા—દંડમાં પાપનો અંત્તે વધી જશે તે દિવસે તારે નક્કી જાણવું કે સિરાજુદ્દૌલાનું મૃત્યુ છે.

મસ્તઃ—ત્યારે શું સિરાજુદ્દૌલાના પાપનો ભાર હજુ સુધી પૂરો થયો નથી?

ભવાની—વત્સ, સમ્પૂર્ણ થઇ ચૂકયો છે, અથવા સમ્પૂર્ણ થવામાં હવે વધારે વિલંબ લાગવાનો નથી. જ્યારથી બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવાવાળી તારા પ્રતિ તેની દૃષ્ટિ પડી છે, ત્યારથી હવે તેનો નિસ્તાર થઇ શકવાનો નથી. જો વત્સ, સિરાજુદ્દૌલાનું ભવિષ્ય આકાશમાં મેઘાચ્છન્ન છે. હવે જલદી તે ચોમેર ફેલાઇ જશે. અને પછી સિરાજુદ્દૌલાને કોઇ પણ રીતે પરિત્રાણનો માર્ગ મળશે નહિ! તે વિકલ બની રક્ષણ અર્થે અનેક માર્ગો શોધશે, પરંતુ કોઇ સ્થળે

તેનું રક્ષણ થશે નહિં. તે સમયે વાદળમાંથી જે પ્રચંડ ધારાઓ વરસશે, તેમાં સિરાજુદ્દૌલાની સુખની નૌકા અકાલ વચ્ચે ડુબી જશે.

મસ્તરામઃ—જનની, આપ સાક્ષાત્ ભવાની–સ્વરુપા છો ! મને આપનાં આ વાકયોમાં અમોઘ સત્ય રહેલું જણાય છે, તે કદાપિ વ્યર્થ જશે નહિં. કિન્તુ મા ! હું એ પૂછવા માગું છું કે અધુના સિરાજુદ્દૌલાના કરાલ પંજામાંથી આપણે આપણી સતી લક્ષ્મી તારાનું રક્ષણ શી રીતે કરવું ? આપે તેની રક્ષા કરવા સંબંધે શું વિચાર કર્યો છે ?

ભવાનીઃ—વત્સ, આ સમયે ચોતરફ તારાના મૃત્યુ સમાચાર ફેલાવવા શિવાય બીજો કોઇ ઉપાય રહ્યો નથી.

મસ્તઃ—મા, તેથી શું ફલ મળશે ?

ભવાનીઃ—કેમ વત્સ ! સર્વને એ માલૂમ પડે કે તારાએ આ લોકનો ત્યાગ કર્યો છે, અને તારાનો દેહ ચિત્તાની ભસ્મરુપે પરિણત થયો છે, તો પછી સિરાજુદ્દૌલા પોતાની પાપેચ્છાનો ત્યાગ કરશે, એ તું નથી માનતો શું ?

મસ્તઃ—મા, પરંતુ સર્વની આંખોમાં ધૂળ નાંખી આપ શી રીતે આ કાર્ય બજાવશો ?

ભવાનીઃ—તેને માટે, વત્સ, કંઇ ચિન્તા કરવાની નથી. મેં જે વિચારનું અવલંબન કર્યું છે તેમાં કોઇને સંદેહ કે અવિશ્વાસ આવશે નહિં. માત્ર આપણે કૌશલ્ય દાખવવું એ આપણું કામ છે.

મસ્તઃ—જનની, એવો શું ઉપાય છે કે સર્વના મનમાં તારા દેવીના મૃત્યુનો વિશ્વાસ બંધાઇ જાય ?

બુદ્ધિમતી રાણી ભવાનીએ જે ઉપાય યોજી રાખ્યો હતો, તે

તેણે મસ્તરામને કહી સંભળાવ્યો. તે સાંભળી મસ્તરામે કહ્યું, "મા, ધન્ય છે આપની બુદ્ધિને! આપનું કૌશલ્ય અપ્રતિમ છે! આ કૌશલ્યથી આપણે અવશ્ય સિરાજુદ્દૌલાનો પરાભવ કરશું. અને સતીનું હંમેશ માટે રક્ષણ કરશું. પરંતુ, મા, સિરાજુદ્દૌલા અત્યંત ચાતુર્ય પ્રવીણ છે, તેને આ ઘટનાની વાસ્તવિકતાની કદાચ ખબર પડી જાય તો આપણે પછી કયા માર્ગનું આલંબન કરશું?"

ભવાનીઃ—વત્સ, તારાના મૃત્યુ સમાચાર લોકો સમક્ષ આવી હું તરતજ આ પવિત્ર ગંગા તટનો ત્યાગ કરીશ અને જ્યાં સુધી સિરાજુદ્દૌલા રાજ્ય ભ્રષ્ટ અથવા વિનષ્ટ નહિં થાય ત્યાં સુધી હું તારાને લઇને ગુપ્ત સ્થળમાં નિવાસ કરીશ.

મસ્તરામઃ—જનની, તેમ છુપાઇને આપ કયાં સુધી રહેશો? આપના જવા પછી હજારો દીન—દુઃખી, અનાથોની શી ગતિ થશે? મા, આપ સાક્ષાત્ અન્નપૂર્ણા છો.

રાણી ભવાનીએ વિષાદ ભાવ પૂર્ણ વદને કહ્યું, "વત્સ, અન્ય કશો માર્ગ નથી. એક વખતે દેવતાઓને પણ અસુરોના ભયથી સ્વર્ગનું રાજ્ય છોડી ગુપ્ત નિવાસ કરવો પડયો હતો."

વાતો કરતાં કરતાં રાત્રિ પ્રાયઃ બે પ્રહર વીતી ગઇ; રાણી ભવાનીએ અનુચરોને ગંગાતીરે એક પ્રચંડ ચિતા રચવાનો આદેશ કર્યો.

આજ્ઞા અનુસાર ચિતા તૈયાર કરવામાં આવી.

સર્વ સંસાર નિદ્રાધીન છે. પ્રકૃતિ સ્થિર, નિશ્ચલ અને નિરવ છે. કોઇ સ્થળે મનુષ્ય સ્વર સાંભળાતો નથી. સર્વ ઘોર નિદ્રા મગ્ન છે. કેવળ નિશાચર પશુ પક્ષીઓના વિકટ ચિત્કાર, તમરાંનો ઝંકાર,

વાયુ લહરીનો ધ્વનિ અને વૃક્ષોનાં પર્ણો પડવાનો અવાજ સંભળાય છે. રાણી ભવાનીએ આ પ્રસંગ ઉદ્દેશ સિદ્ધિ અર્થે ઉચિત સમજી ચિતાને આગ લગાડવાની આજ્ઞા કરી. સઘળાં ઉત્સુક બન્યાં, સર્વ કારણ જાણવાને વ્યગ્ર બની ગયાં હતાં, પરંતુ કોઈ પ્રશ્ન પૂછવાની હીમ્મત ધરી શક્યું નહિ.

ચિતાને પ્રજ્વલિત કરવામાં આવી અને તેમાંથી નીકળતા ધુમ્ર પુંજ આકાશ માર્ગે ગમન કરવા લાગ્યા. આ સમયે પૂર્વ રચિત યોજના મુજબ મસ્તરામ બાવાજીએ પોતાના શિષ્યો સમેત રાત્રિની નિઃસ્તબ્ધતાનો ભંગ કરી હરનામ-કીર્તનનો પ્રારંભ કર્યો. આ કીર્તનના શબ્દથી વરનગરનાં આબાલ-વૃદ્ધ-સર્વ નિદ્રાસુક્ત થઇ ગયાં.

---

## પરિચ્છેદ ૩.

---

## રણવાસની ગુપ્ત ઘટનાઓ.

કોઈ કવિએ કહ્યું છે કે, જૂના કપડાના ચળકાટ અને સ્ત્રી જાતિનું અત્યંત યત્નથી રક્ષણ કરવામાં આવે છે, અને વાસ્તવમાં પણ એવું બને છે કે, નારીજાતિને અત્યન્ત સમ્ભાળથી રક્ષવામાં આવે છે. જ્યાં સ્ત્રી જાતિની મર્યાદાનું રક્ષણ કરવામાં આવતું નથી ત્યાં અનેક પ્રકારના દોષ પ્રત્યક્ષ થાય છે. પ્રથમ પોતાના તરફનું સ્વમાન નષ્ટવત્ થાય છે. જે ઘરમાં રમણી અત્યન્ત ભોગ વિલાસી હોય છે તે ઘરમાં તેના ચારિત્રમાં પણ દોષ આવી જતાં વાર લાગતી નથી.

સ્ત્રી સ્વભાવનું અવલોકન કરતાં સ્પષ્ટ દેખાય છે કે જેવી રીત્યે

અબળાઓમાં ધર્મ ભાવનાનું પ્રબળ વિશેષ છે, તેવીજ રીતે તેઓ પાપકાંડમાં પણ ન્યૂન નથી. રમણીના અંતરમાં સુધા અને વિષ બન્ને છે. જેવી રીત્યે સાપના વિષથી મનુષ્ય જાતના પ્રાણનું રક્ષણ તેમજ ભક્ષણ થાય છે તેવી રીત્યે જો સ્ત્રી જાત પોતાના હૃદયમાંથી સુધા ઝરણ પ્રકટાવે છે, તો તેનું પાન કરી મનુષ્ય અમર બનવાની વાસનાનો અનુભવ કરે છે, અને જ્યારે હલાહલ વમન કરે છે ત્યારે મનુષ્ય દુઃખ સાગરમાં ડૂબવા લાગે છે અને આત્મહત્યા કરવાના નિશ્ચય ઉપર પણ આવી જાય છે.

સ્ત્રી જાતિ દુષિત બને છે તેનું એક કારણ એ છે કે [illegible] સ્વાધીનતાનું પ્રમાણ વધારવામાં આવે છે. જે ઘરમાં સ્ત્રીઓ સર્વ પ્રકારે સ્વાધીન છે, તે ઘરમાં સ્ત્રીઓમાં પ્રાયઃ નાના પ્રકારના દોષો આવી મળે છે. સ્ત્રી જાતિ અને કપૂર બન્ને સમાન છે. કપૂરને દાબડાની અંદર રાખ્યા છતાં જો તેની યત્નપૂર્વક રક્ષા કરવામાં આવતી નથી તો જેવી રીત્યે તે દાબડાની અંદરથી પણ ઉડી જાય છે, તેવી રીત્યે તીક્ષ્ણ દ્રષ્ટિ નહિં રાખવાથી સ્ત્રીઓના સતીત્વનું રક્ષણ કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ બને છે.

મેં અગાઉ કહ્યું છે અને હજુ પણ પુનઃ સ્મરણ કરાવું છું કે, ઇન્દ્રિયો એ નરનારીનો મોટા શત્રુ છે. જેણે આ કામરૂપી શત્રુઓને અંકુશમાં રાખ્યા છે, તેણેજ આ સંસારમાં ખરો વિજય મેળવ્યો છે. જે આ શત્રુને વશ કરવામાં અસમર્થ નીવડયા છે, જે ઇન્દ્રિય વશીભૂત છે તેના સમાન દુઃખી આ સંસારમાં બીજો કોણ હોઇ શકે?

નવાબ અલીવર્દીખાંની ત્રણ કન્યાઓમાંથી અમીના બેગમ અને ઘસીટી બેગમના ચારિત્રમાં દોષ ઉત્પન્ન થયો. નારીના અમૂલ્ય રત્ન શિયળ રત્નનો તેઓએ હંમેશને માટે નાશ કર્યો. તેઓએ સતીને

બાદશે અસતીનું પદ ધારણ કર્યું. તેઓ સ્વેચ્છાથી સતીના ગૌરવ-ધનથી વંચિત બની ગઈ, અને લજ્જા તથા નિન્દાનો ભય છોડી કલંક સાગરમાં ડૂબી ગઈ.

સ્ત્રી, પુરૂષ સર્વ સૌંદર્યથી લુબ્ધ બને છે, સૌંદર્ય જોઈ મોહિત ન બને એવા સ્ત્રી પુરૂષ સમસ્ત સંસારમાં વિરલાં હોય છે. ઘસીટી-બેગમ અને અમીનાબેગમ બંનેએ એકજ નાયક ઉપર મોહિત બની તેને પોતાનાં પ્રાણ, યૌવન સર્વસ્વ અર્પણ કરી દીધું. બન્ને એક નાયકના પ્રેમમાં આબદ્ધ થઈ ગઈ અને બન્નેએ તેને હૃદયનો અધી-શ્વર બનાવ્યો. અમીનાબેગમ અને ઘસીટીબેગમ જે પુરૂષ પર આસક્ત બની હતી, તેનું નામ હુસૈનકુલીખાઁ હતું. હુસૈનકુલીખાઁ જેવો સ્વરૂપ સુંદર હતો તેવા તેનામાં ગુણો હતા નહિ. સ્ત્રી જાતિ જેને જોઈ મુગ્ધ બની જાય, અને જેને કાર્ત્તિક અથવા કંદર્પની સાથે સરખા-વવાનું મન થાય એવો સર્વાંગસુંદર હુસૈનકુલીખાઁ હતો. તેના આ અપ્રતિમ સૌંદર્યે નવાબની બે કન્યાઓને સતીત્વ ધનથી વિમુખ કરી દીધી.

અમીનાબેગમ વિધવા હતી. રાજભોગ, સુખ, સંપત્તિ, નિશ્ચિં-તતા અને સ્વતંત્રતા એ સર્વ તેને મળ્યાં હતાં. આવી સ્થિતિમાં તે વિધવા સ્ત્રીના ચરિત્રમાં દોષ ઉત્પતિ થાય, એમાં શું આશ્ચર્ય છે? પરંતુ ઘસીટીબેગમ સ્વામી વિદ્યમાન છતાં, હુસૈનકુલીખાઁના રૂપ ઉપર મુગ્ધ બની તેના પ્રેમમાં આબદ્ધ થઈ હતી. પાપ વધારે દિવસ છૂપું રહેતું નથી. ઘસીટીબેગમ તથા અમીનાબેગમની આ પાપ વાર્તા શીઘ્ર પ્રકાશિત થઈ. દાસ દાસીઓમાં આ વાત પ્રકટ થઈ ગઈ અને તેઓ ગુપ્ત રીત્યે તેઓની નિંદા કરી હાસ્ય-પરિહાસ કરવા લાગ્યાં. કારણ

કે હુસૈનકુલીખાઁ સ્વરૂપવાન હતો છતાં તે ઢાકાના નવાબ નવાજિશ. અલીનો નોકર હતો. સ્વામિની પોતાનો ધર્મ ભૂલી એક નોકર ઉપર આસક્ત થઇ હતી. આ બાબત સર્વને અયુક્ત લાગતી હતી; આથી દાસ દાસીઓ જ્યાં જ્યાં એકત્ર થતાં ત્યાં તરતજ બન્ને બેગમોની નિંદા કરવા મંડી પડતાં.

ઘસીટીબેગમ અને હુસૈનકુલીખાઁનો આ ગુપ્ત પ્રેમ દાસી બાંદીઓને ચક્ષુ શૂલ સમાન ખૂંચતો હતો. પરંતુ એ બિચારાંને ક્યાં ખબર છે કે પ્રેમ આગળ, સ્વામી નોકર, ધનિક નિર્ધન, વિદ્વાન મૂર્ખ, ઉંચ નીચ, એ સર્વ સમાન છે. પ્રેમ માત્ર એટલું જુએ છે કે નાયક—નાયિકાનું નેત્ર મિલન થતા તેઓના હૃદયભાવનો વિકાસ થાય છે કે નહિં ? પ્રેમ શ્રેષ્ટ કનિષ્ટનો વિચાર કરતો નથી. કદાચ એવું બનતું હોય તો ઉંચ નીચના પ્રેમ સંબંધના અનેક દ્રષ્ટાંતો આપણે સાંભળ્યાં છે, તે વિદ્યમાન હોત નહિ !

મોતીઝીલનાં દાસ દાસીઓ દ્વારા આ સમાચાર નવાબના મહેલમાં પ્રસર્યા. જ્યારે દાસ દાસીઓમાં આ ગુપ્ત ઘટના ચર્ચાવા લાગી અને તેઓ તેની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યાં ત્યારે પછી નવાબ મહિષીના કાને આ વાત પહોંચતાં વિલંબ થયો નહિ; શીઘ્ર પોતાની બન્ને કન્યાઓના કુચરિત્રની વાર્તા તેણે સાંભળી.

એક દિવસ રાત્રિનો પ્રાયઃ બીજો પ્રહર હતો. રાત્રિભોજન સમાપ્ત થયું હતું. સર્વ પોતાનાં વિશ્રામ ગૃહોમાં ચાલ્યાં ગયાં હતાં. આખા દિવસના પરિશ્રમ પછી ચાર પાંચ દાસીઓ આ વખતે સમય મળ્યો જાણી એકઠી મળી વાર્તાલાપ કરી રહી હતી. વાત કરતાં કરતાં ઘસીટીબેગમ અને અમીનાબેગમની પ્રેમ વાર્તા ચર્ચાવા લાગી.

મેના: જો ખાતિર, આજ સુધી મેં તારી વાતનો વિશ્વાસ કર્યો નહોતો. હું એમ માનતી હતી કે આ અસંભવિત ઘટના બની શકે નહિં, પરંતુ આજ મેં મારી આંખોથી એ દૃશ્ય જોયું, અને કાનોથી સાંભળ્યું. હવે મારો પૂરેપૂરો વિશ્વાસ બંધાઇ ગયો છે.

ખાતિર: મારામાં એ આદત નથી કે હું કોઇના ઉપર જૂઠો દોષ ચડાવું! જે વાત હું મારી આંખોથી ન જોઉં અને કાનોથી ન સાંભળું, તે હું કદિ કોઇને સંભળાવતી નથી. જૂઠું બોલવા તરફ મને તિરસ્કાર છે. આખરે તને મારી વાતનો વિશ્વાસ આવ્યો તેથી મારી સચ્ચાઇની તને ખાત્રિ થઇ ચૂકી હશે.

મેના: જ્યાં સુધી આવી વાત કોઇ પોતાની આંખોથી ન જુએ ત્યાં સુધી કોઇ તેનો વિશ્વાસ કરી શકે કે? બંગાલ, બિહાર ઓરીસાના નવાબની પુત્રી છતાં તેણે એક હલકા નોકર સાથે પ્રેમ બાંધ્યો છે. શું આવું કોઇ સ્વપ્ને પણ વિચારી શકે? છિઃ નવાબ કુમારીને—

મેનાની વાતની વચમાં ખાતિર બોલી, "અરે માત્ર એકજ ઘસીટીબેગમ નથી, પરંતુ અમીનાબેગમ પણ હુસૈનકુલીખાંના પ્રેમમાં લુબ્ધ બની છે. બે બ્હેન અને એક નાયક! કોઇએ આવી વાત કદિ સાંભળી પણ નહિ હોય! પરંતુ આજે તે ખરેખર બની છે. સમય ફરી જવાથી જો કેવા કેવા અવનવા બનાવો બને છે!"

ખાતિરની વાત સાંભળી મેના દાસી કંપી ઉઠી. વિસ્મય સહ તેણે કહ્યુ, "ખાતિર આ તું શું કહે છે? શું અમીનાબેગમ પણ હુસૈનકુલીખાં ઉપર આસક્ત છે? હે ભગવાન! કોણ જાણે શું થવાનું છે?"

ખાતિર:—સારૂં થવાનું છે! જ્યારે આ વાત સર્વત્ર પ્રકાશિત

થશે, નાના મોટા સઘળા નવાબ કુમારીઓના દુષ્ચારિતની વાત જાણશે ત્યારે તેનું આ સુખ દુઃખમાં પરિણમશે. લોકોને મુખ બતાવવું ભારે થઇ પડશે. જ્યાં સુધી પાપ છૂપું રહી શકે છે ત્યાં સુધી ઠીક છે, પરંતુ એક દિવસ અવશ્ય તે બહાર આવે છે ત્યારે દુઃખનો ડુંગર તૂટી પડે છે.

**મેના:** વારૂ ખાતિર, નવાબ તથા નવાબ–મહિષી આ વાત જાણે છે?

**ખાતિર:** હું ધારૂં છું ત્યાં સુધી તેઓને ખબર હોય તેવું લાગતું નથી.

**મેના:** મારૂં અનુમાન પણ તેવું છે? જો નવાબ–મહિષીને આ વાતની ખબર પડે તો જરૂર કંઇ પ્રતિબંધ કરે! સોનાની થાળીમાં લોઢાની મેખ શું કોઇ કદિ સહન કરી શકે કે? વિશેષતઃ એક નોકર સાથે આવું અનુચિત વર્ત્તન? હુસૈનકુલીએ પણ આ કેવું સાહસ કર્યું છે? વામન હોવા છતાં ચન્દ્રમાને પહોંચવા પ્રયત્ન કર્યો છે.

**ખાતિર:** તેણે અવશ્ય સાહસ કર્યું છે! વામન છે છતાં તે ચન્દ્રમાને પકડવાનો શા માટે પ્રયત્ન ન કરે? નાનામાંથી મોટા થવાની સહુને ઇચ્છા હોય છે. માણસ પોતે પોતાનાં માન મર્યાદાનું રક્ષણ ન કરે તો આપણે બીજાને દોષ શા માટે આપવો જોઇએ!

**મેના:**—ત્યારે શું હુસૈનકુલી માટે આવું અનુચિત કર્મ યુક્ત હતું? તેણે નવાબ નવાજિંશ અલીની પત્નિ સાથે ગુપ્ત પ્રેમ સબંધ બાંધ્યો એ ડહાપણનું કામ કર્યું છે શું? લોકો સાંભળશે પછી હુસૈન કુલીની નિંદા નહિં કરશે?

ખાતિરઃ—તું વ્યાજબી કહે છે, મેના ! પરંતુ લોકો હુસૈન-કુલીની નિંદા શા માટે કરશે ? જો તે લોકોને નિંદા કરવીજ હોય તો પહેલાં નવાબ અને નવાબ મહિષીની નિંદા નહિં કરે શું ?

મેનાઃ—તેમાં તેઓનો શું દોષ છે ?

ખાતિરઃ તેઓનો દોષ નહિ તો બીજાઓનો દોષ છે ? જે ઘરના સ્વામી છે, તેને પોતાના ઘરમાં શું ચાલી રહ્યું છે તેની ખબર નથી, તો પછી તે ઘરની અંધાધૂંની માટે જોખમદાર કોણ ? જો નવાબે પોતાની આ બન્ને પુત્રીઓ ઉપર તીક્ષ્ણ દ્રષ્ટિ રાખી હોત તો તેઓ આવા કુસંગમાં પડત કે ? જે ઘરનો સ્વામી અથવા ગૃહિણી પોતાના નોકર તેમજ કુટુંબ ઉપર સૂક્ષ્મ નજર રાખતાં નથી, જેઓ પોતાનાં પુત્રો, કન્યાઓ સંબંધમાં તદ્દન પ્રમાદી રહે છે, તેનું અનિષ્ટ થતાં વાર લાગતી નથી. ત્યાં અનેક પ્રકારની દુર્ઘટનાઓ બને છે.

જ્યારે દાસીઓમાં આ વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યારે નવાબ–મહિષી કંઇ વ્યવસાય અંગે તે ઓરડાની પાસે થઇ જતી હતી. જતાં જતાં સહસા તેણે ઘસીટીબેગમ તથા હુસૈનખાઁના નામો સાંભળ્યાં. દાસીઓ તેઓનાં નામ લઇ શું વાત કરે છે, તે જાણવાની જીજ્ઞાસાથી તે મૌન ધારણ કરી બહાર ઉભી રહી અને અંતથી ઇતિ પર્યંત તેઓના પ્રેમ સંબંધની ગુપ્ત વાર્ત્તા તેણે સાંભળી લીધી. આ અનિષ્ટ સમાચાર સાંભળી તેનું શરીર કંપવા લાગ્યું. પોતાની બન્ને પુત્રીઓનાં દુશ્ચરિતની સત્યવાત સાંભળી તેના હૃદયમાં દારૂણ વ્યથા થવા લાગી. તે ત્યાં વધારે વખત ઉભી રહી શકી નહિં. ચિંતામાં ને ચિંતામાં તેણે દુઃખદ બનેલી શય્યા ઉપર સ્થાન લીધું.

## પરિચ્છેદ ૪.

### પડદા પાછળ.

સન્તાનના કુચરિત્રની વાત સાંભળ્યા પછી, સૃષ્ટિમાં કોણ એવા માત પિતા છે કે જેના હૃદયમાં દુઃખ ન થાય ! હિન્દુ, મુસલ્માન, અંગ્રેજ ગમે તે જાતિ હો ! સઘળી જાતિઓમાં અનુભવ સિદ્ધ સાબિત થયું છે કે, પુત્ર કન્યાની નિંદા સાંભળી માત પિતા મર્માહિત બની જાય અને તેઓના દોષ–કલંકનું નિવારણ કરવા તેઓ પ્રાણાંતે પણ ચેષ્ટા કરે છે.

ઘસીટી અને અમીનાના કુત્સિત ચરિત્રની વાત સાંભળી નવાબ મહિષીના હૃદયમાં વિશ્ચક ડંખની માફક વેદના થવા લાગી. ક્યા ઉપાયથી પોતાની બન્ને પુત્રીઓને સત્પંથે ઉપર લાવવી તે માટે તે એવા વિચાર વમળમાં પડી કે તેની વ્યાધિનો પાર રહ્યો નહિ. ધીમે ધીમે એક દિવસ વાર્તાલાપનો ઉચિત સમય સાધી તેણે આ ઘટના નવાબને નિવેદન કરી. બુદ્ધિમાન્ સૂક્ષ્મદર્શી નવાબ આ વાત સાંભળી અત્યંત ક્રોધાયમાન્ થઇ ગયો, પણ તેણે ગંભીરતા ધારણ કરી ક્રોધનો પ્રકાશ કર્યો નહિં. તેના મનમાં ભય હતો કે આ કલંક વાર્તા રખે કોઇ જાણી જાય ! આથી તે એવો ઉપર શોધી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો કે જેથી બન્ને કન્યાઓ દુશ્ચરિત્રથી વિમુક્ત બની સત્પંથ પર સ્વયં આવી જાય. નવાબ અલીવર્દીએ બેગમને પૂછ્યું, " તમે આ વાત શી રીત્યે જાણી ? "

નવાબ મહિષિએ પોતે જે પ્રમાણે આ વાત સાંભળી હતી તે સઘળી યથાર્થ રીત્યે નવાબને સમજાવી. તેણે કહ્યું, " હું તેઓની વાત સાંભળું છું, અને તેઓ જાણે નહિં તેવી રીતે મેં તેઓની વાત સાંભળી લીધી છે. તેઓ અંદર અંદર ગુપ્ત રીત્યે આ વાત કરી રહી હતી. "

અલીવર્દી: તમે પોતે પ્રકટ થયા વગર આ વાત જાણી લીધી, એ ડહાપણનું કામ કર્યું છે. પરંતુ હવે આપણે શું ઉપાય યોજવો?

થોડો વખત સુધી મૌન્ય ધારણ કરી બેગમે કહ્યું, " ઘસીટી તથા અમીનાને કોઇપણ રીત્યે ખબર પડવી જોઇએ કે હુસેનકુલીખાઁ વિશ્વાસઘાતક છે, અને તે બન્ને સાથે પ્રેમાબદ્ધ છે. આથી હું ધારૂં છું કે તેઓમાં ઇર્ષાની આગ પ્રજ્વલિત થશે, અને તે બન્નેની તકરારમાં એ કંટક સહેલાઇથી દૂર થઇ જશે."

" પણ તેથી ઇચ્છિત ફૂલ મળી શકશે? " અલીવર્દીએ ઉદાસ વૃત્ત ધારણ કરી કહ્યું.

બેગમ:—અમીના તથા ઘસીટી એક વખત આ વાત જાણવા પામે તો તેઓ કદિ સહન કરી શકશે નહિં. પોતાના નાયકને બીજી નાયિકા સાથે પ્રેમાબદ્ધ થયેલ કોઇપણ સ્ત્રી જોઇ શકતી નથી. નાયક અથવા નાયિકાને બીજામાં પ્રેમલુબ્ધ બનેલ પ્રતિયોગી નાયક વા નાયિકા નિહાળે છે ત્યારે તે અંધ બની પ્રતિ હિંસાથી પ્રેરાઇ તેનો સર્વ નાશ કરવા તત્પર થઇ જાય છે; તેના હૃદયનો પ્રેમ—અનુરાગ લુપ્ત થઇ જાય છે અને પ્રતિ હિંસાના આવેશને વશ થઇ તેના હાથે તેનો નાશ કરવામાં પણ કુંઠિત બનતા નથી.

**અલીવર્દી**—અમીના અને ઘસીટી કદાચ હુસેનકુલીખાંનો નાશ કરવા તત્પર ન થાય અને ઉલટી એકબીજાની વિદ્વેષની બને તો પછી શું ઉપાય કરવો ? જો તેવો અગ્નિ પ્રકટ થાય તો પછી કુટુંબ કલેશ શી રીત્યે શમાવાશે ? ધર્મ કરતાં ધાડ આવી પહોંચવાનો આથી સંભવ છે. હુસેનકુલીખાં કદાચ નિર્ભય બને અને બે બ્હેનોમાંથી એકાદ મૃત્યુશરણ થાય એવી ઘટના પણ બની જાય. મારા ધારવા પ્રમાણે આથી ઉચિત સાફલ્યતા મેળવી શકાશે નહિં. કોઇ પણ રીત્યે આ સઘ વાર્ત્તા સિરાજુદ્દૌલા જાણી જાય અને તેને ખબર પડે કે તેની માતા અને માશી આવું અનુચિત કર્મ કરે છે, તો મને ખાત્રિ છે કે અવશ્ય તે પછી હુસેનકુલીખાં આ પૃથ્વીનો થોડા દિવસનો મેમાન થઇ રહેશે.

**બેગમઃ**—કદાચ આથી સિરાજુદ્દૌલા ઉપર આપત્તિ ધસી આવશે !

**અલીવર્દીઃ**—એ તમે શી રીત્યે માનો છો !

**બેગમઃ**—હુસૈનકુલીખાં નવાજિશઅલીનો અત્યંત પ્રીતિપાત્ર અને વિશ્વાસુ છે. ઘસીટી તે હુસૈનકુલીખાંમાં પ્રણયાસક્તા છે. યદિ ઘસીટી હુસૈનકુલીખાં સાથે અમીનાનો પ્રેમ સંબંધ છે તે ન જાણે, તેના હૃદયમાં હુસૈનકુલીખાં તરફ વિદ્વેષનો અગ્નિ પ્રજ્વલિત ન થાય, અને તેની ઇચ્છા વિના, હુસૈનકુલીખાંનો સંહાર કરવામાં આવે તો નિશ્ચય માનજો કે ઘસીટી પોતાના પ્રણયપાત્રનો હત્યાકાંડ જોઇ સિરાજુદ્દૌલા ઉપર ક્રોધાયમાન થશે અને પ્રતિ હિંસાને વશ થઇ પોતે તેનો નાશ કરાવશે અથવા તો નવાજિશઅલીને તેના વિરૂદ્ધ

ઉશ્કેરશે. હિતાહિત-બુદ્ધિ શૂન્ય નવાજિશઅલી ઘસીટીના કથનાનુસાર હુસૈનકુલીખાઁના હત્યાકાંડનું અન્વેષણ કર્યાવિના સિરાજુદ્દૌલાનો નાશ કરવાને પ્રવૃત્ત થશે. ખબર નહિં પછી શું પરિણામ આવે? શું સિરાજુદ્દૌલાનું અનિષ્ટ થતું જોવાને તમે તૈયાર રહેશો?

બેગમની સઘળી વાત નવાબે ધ્યાનપૂર્વક સાંભળી અને પછી કહ્યું, "ત્યારે તમે માર્ગ બતાવો!"

બેગમ:—એ ઉપાય પ્રથમ કરવો જોઇએ કે જેથી ઘસીટીના હૃદયમાં હુસૈનકુલીખાઁ તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય! જ્યાંસૂધી હુસૈનકુલીખાઁ તરફ ઘસીટીનો તિરસ્કૃત ભાવ ન પ્રકટ થાય, ત્યાં સૂધી તેનો નાશ કરવો, એ સહેલુ કામ નથી.

અલીઃ—તો પછી કોઇપણ રીત્યે તેના હૃદયમાં એ ભાવ ઉત્પન્ન થાય, એવો પ્રયત્ન યોજીએ.

બેગમ:—ઘસીટી જાણે છે કે હુસૈનકુલી માત્ર તેનો એકજનો પ્રેમાભિલાષી છે. પરંતુ તેને તેની ધૃષ્ટતા માલુમ પડતાં તરતજ તેના હૃદયમાં તેની પ્રતિનો સઘળો અનુરાગ ધોવાઇ જશે. અને તેનો સર્વ નાશ કરતાં તે જરા પણ કુંઠિત થશે નહિં.

અલી:—ઘસીટી હુસૈનકુલીખાઁના આ કુકૃત્યને સાંભળ્યા પછી જરાપણ ક્રોધાયમાન ન થાય તો પછી કયા માર્ગનું અવલંબન કરવું?

આ વાત સાંભળી બેગમે નિશ્ચયાત્મક ભાવથી કહ્યું, "આપ હજુ સૂધી સ્ત્રી સ્વભાવનું જોઇએ તેવું નિરીક્ષણ કરી શકયા નથી. સ્ત્રીજાતિ પોતાના પ્રણયપાત્રની વિશ્વાસઘાતકતા શિવાય બીજું સઘળું સહી શકે છે. પોતાના નાયકને તે પ્રાણાંતે પણ બીજામાં લુબ્ધ

બનેલ જોઇ શકતી નથી. તેનું ચિત્ત તેવા પ્રસંગે એટલું બધું ઉશ્કેરાઇ જાય છે કે જો તેનામાં તે વખતે શકિત હોય તો તેના પ્રાણ પણ લઇ લઈ છે. સ્રીજાતિ પોતાના પ્રણયપાત્રને કદિ પરહસ્તે જવા દેતી નથી."

અલીવર્દી:—જો તમને શ્રદ્ધા છે તો હવે એવી ગોઠવણ કરવી જોઇએ કે કલંક ભૂગર્ભમાંજ રૂહે અને હુસૈનકુલીખાંનો વિનાશ થઈ જાય.

બેગમ:—તે બાબત આપ વિશેષ ચિન્તા ન કરો. જ્યારે આ વાતની મને ખબર પડી છે અને તે બાબતમાં મેં આપનો મત લીધો છે, ત્યારે પછી હવે હું એવો પ્રયત્ન કરીશ કે હુસૈનકુલીખાં શીઘ્ર માર્યો જાય. એક સપ્તાહની અંદર આપ સાંભળશો કે હુસૈન-કુલીખાં આ લોકમાં નથી.

અલી:—પરંતુ આ કાર્ય બહુ ગુપ્ત રીત્યે કરજો. લોકો તેના મૃત્યુ સંબંધી કોઇપણ જાતનો સંદેહ નકરે તેવો વ્યૂહ રચજો. આ કુકર્મ કોઈ રીત્યે પ્રસિદ્ધ ન થાય તેની ખૂબ સાવચેતી રાખજો. જો તેમ થશે તો પછી હું શી રીત્યે મોઢું ઉચું કરી ચાલીશ? ઘસીટી —અમીના મને સ્વપ્ને પણ કલ્પના નહોતી કે તમે મને આટલે બધે દરજ્જે દુ:ખી કરશો! યદિ આવી કુલકલંકિની કન્યાઓનો મારે ત્યાં જન્મ ન થયો હોત અને હું નિ:સંતાન રહ્યો હોત તો મને આજ આટલી બધી ચિન્તા થાત નહિં. નવાબ અલીવર્દી પોતાની બન્ને કન્યાઓની પાપકૃતિ સાંભળી અત્યંત વ્યાકુલ થયો અને મર્મ વેદ-નાથી ઘવાયેલ હરિણી માફક પીડાવા લાગ્યો.

---

## પરિચ્છેદ ૫.

### સિદ્ધિનો ભડકો.

પુરૂષ ભ્રમર સ્વરૂપ છે. જ્યાં મધુ છે ત્યાં ભ્રમર છે. ભ્રમર અને પુરૂષમાં તફાવત નથી. ભ્રમર જેવી રીત્યે મધુ ભરેલ ફુલનું સેવન કરી વાસી ફુલથી દૂર રહે છે અને તેમાં મધુ હોવા છતાં તેનો પરિત્યાગ કરે છે તેવું જ પુરૂષનું વર્તન હોય છે. નવી સૌન્દર્યવતી સ્ત્રી જોતાં તેનો પોતાની વર્ત્તમાન નાયિકા સાથેનો પ્રેમ ઓછો થવા લાગે છે.

જે દિવસથી હુસૈનકુલીખાંએ અમીનાબેગમના પ્રેમરસનું પાન કર્યું, જે દિવસે અમીનાબેગમે તેને પોતાનો પ્રાણેશ્વર બનાવ્યો તેજ દિવસથી તેનો ઘસીટીબેગમ ઉપરથી ભાવ ઉતરવા લાગ્યો. પરંતુ આટલું છતાં તે ઘસીટીબેગમનો ત્યાગ કરી શક્યો નહિં. અનીચ્છા છતાં તેને તેના સાથે મૌખિક પ્રણય દાખવવો પડતો હતો. જે પ્રણય અર્થ અથવા રૂપના યોગે ઉત્પન્ન થાય છે તે સ્થાયી રહેતો નથી. જ્યાં સુધી રૂપની છટા શેષ રહે છે ત્યાં સુધી પ્રેમ રહે છે. અર્થ અને રૂપ વિલુપ્ત થતાં પ્રેમ પણ જતો રહે છે. ઘસીટી સાથેનો હુસૈનકુલીખાંનો પ્રેમ અર્થને લીધે હતો. મેં પ્રથમથીજ કહ્યું છે કે હુસૈનકુલીખાં સ્વરૂપવાન હતો—તેનું સૌન્દર્ય જોઇ ઘસીટીબેગમ તેનામાં લુબ્ધ બની હતી અને હુસૈનકુલીખાંએ અર્થ લાભને લીધે ઘસીટીના પ્રેમનો સ્વીકાર કર્યો હતો. બન્ને સ્વાર્થને લીધે પ્રણયા-

કાંક્ષી બન્યાં હતાં. પરંતુ વસ્તુતઃ કોઇનો પ્રેમ સ્થાયી રહ્યો નહિં. યદ્યપિ ઘસીટી રૂપવતી હતી, કિન્તુ સૌન્દર્ય શિવાય તેનામાં બીજો કોઇ ગુણ નહોતો. તેને પોતાના સૌંદર્ય માટે અત્યંત અભિમાન હતું. આ અભિમાનને લીધે તે સર્વના તરફ તિરસ્કાર ભાવથી જોતી હતી. જેને તેને ન કહેવાનું કહી નાખતી હતી. કોઇમાં એટલી શક્તિ નહોતી કે તેની વાતનો પ્રત્યુત્તર વાળી શકે. આ વાત એટલે સુધી વધી હતી કે, તેનો સ્વામી નવાજિશ મુહમ્મદ પણ તેને કંઇ કહી શકતો નહિ ! તે જે કંઇ કહેતી, તે નવાજિશ મુહમ્મદને કરવું પડતું હતું. ઘસીટી સ્વચ્છંદી પ્રકૃતિની સ્ત્રી હતી. આથી કોઈ તેની સ્વતઃ પ્રશંસા કરતું નહોતું. સ્ત્રીઓમાં જે ગુણો નૈસર્ગિક હોવા જોઇએ, તેવા કોઇ ગુણો તેનામાં નહતા. આ કારણને લીધે હુસૈનકુલીખાં તેનાપર મોહાસક્ત હતો છતાં તેના પ્રેમમાં તે સુખી નહોતો.

અમીનાબેગમ ઘસીટીબેગમ સમાન સ્વરૂપા નહોતી. છતાં તેનું સૌંદર્ય એટલું બધું ઉતરતું નહોતું કે જેથી કોઇ તેના રૂપની નિંદા કરી શકે. ઘસીટીબેગમને કંઇ સંતતી નહોતી, એટલે તેના સૌંદર્યને ઝંખપ લાગી નહોતી. અમીના બેગમને આજ સુધીમાં એક પુત્ર અને કન્યાની પ્રાપ્તિ થઇ હતી. આથી સ્વભાવિક તેના સૌંદર્યમ થોડી ઊણપ આવી ગઇ હતી. સૌંદર્યમાં અમીનાબેગમ ઘસીટીની બરાબરી કરી શકે તેમ નહોતું. ગુણમાં તે ઘસીટીથી ઘણે દરજ્જે શ્રેષ્ટ હતી. તેનામાં દયા, માયા, મમતા અને પ્રેમનો નિવાસ હતો. અહંકાર અને ગર્વ ને તેનામાં સ્થાન મળ્યું નહોતું. તેનામાં સરલતાનો વિલક્ષણ પ્રભાવ હતો. નવાબ કુમારી અમીનાના આ ગુણોપર મુગ્ધ બની હુસૈનકુલીખાં તેનો પ્રેમાભિલાષી બન્યો હતો. પુરૂષોને

હંમેશાં સ્વતંત્રતા પ્રિય હોય છે. નારી જાતિને પોતાના અંકુશમાં નહિં રાખતાં તેના પાસે પોતાની હીનતા સ્વીકારવાની કાયરતા પુરૂષોમાં હોતી નથી. આ કારણને લીધે હુસૈનકુલીખાંની ઘસીટીબેગમ પ્રેમાકાંક્ષિણી હોવા છતાં, તે તેનાપર અનુરક્ત નહોતો. તે અમીનાની સરલતા અને પ્રેમમાં લુબ્ધ બની ગયો હતો.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે પુરૂષ એ ભ્રમર જાતિ છે અને તેને નવિન પુષ્પની પ્રાપ્તિ થતાં, જુની વસ્તુ ઉપરનો તેનો મોહ છુટી જાય છે. જે દિવસથી હુસૈનકુલીખાંને અમીનાનો પ્રેમ પ્રાપ્ત થયો, તે દિવસથી તેનું દિલ ઘસીટીબેગમ ઉપરથી ઉતરવા માંડયું. તે દિવસથી હુસૈનકુલીખાંએ ઘસીટી પાસે જવા આવવાનું ઓછું કરવા માંડયું અને અમીના તરફ વિશેષ અનુરાગ બતાવવા માંડયો. ઇચ્છા હોવા છતાં તેનાથી ઘસીટીનો ત્યાગ કરી શકાતો નહોતો. હુસૈનકુલીખાં નવાજિશ મુહમ્મદના અંતઃપુરનો રક્ષક હતો. અન્તઃપુરની મહિલાઓના રક્ષણનો ભાર તેના ઉપર હતો. આથી હુસૈનકુલીખાંને અન્તઃપુરમાં સંચાર કરવાની સ્વતંત્રતા હતી. જ્યાં ઘસીટી બેગમનો નિવાસ હતો ત્યાં જતાં પણ તેને કોઇ અટકાવતું નહિં. આટલી બધી સ્વતંત્રતા તેને પ્રાપ્ત થઇ હતી પછી તે ઘસીટી પાસે જવા આવવાનું કયે બ્હાનેથી ઓછું કરી શકે? નિરૂપાય બની તેને ઘસીટી પાસે કૃત્રિમ પ્રેમ દર્શાવવો પડતો હતો.

વિશ્વાસનો આટલો બધો ભાર હુસૈનકુલીખાંની ઉપર મૂકવામાં આવ્યો હતો પછી તેણે વિશ્વાસનું બંધન તોડી શા માટે સ્વામી-પત્નિ સાથે પ્રેમ બાંધ્યો? શું તેણે આ ઉચિત કર્મ કર્યું હતું? યદ્યપિ હુસૈનકુલીખાં વિશ્વાસઘાતક બન્યો હતો અને તેણે આવા અત્યંત

અનુચિત કર્મનો સમારંભ કર્યો હતો પરંતુ વાસ્તવિક રીત્યે તેનો મોટો દોષ નહોતો. ઘસીટીબેગમ તેનું સ્વરૂપ જોઇ મોહિત બની હતી. તેણે તેને પ્રેમ પંથમાં દોર્યો હતો અને કંઇ લોભ કંઇ ભય બતાવી તેને વશીભૂત કર્યો હતો. આથી એ સત્ય કહેવાય કે હુસૈન-કુલીખાંએ નવાજિશ મુહમ્મદના વિશ્વાસનો ભંગ કરી મનુષ્યોચિત કાર્ય કર્યું નહોતું પરંતુ તેણે જે કંઇ કર્યું હતું તે ઘસીટીબેગમ તરફના ભયને વશ થઇ કર્યું હતું. ત્યારે પતિ જીવંત છતાં ઘસીટી બેગમે શા માટે આવું અમાનુષિક કર્મ કર્યું? તે ગર્વિતા રમણી કિંકરમાં શા માટે લુબ્ધ થઇ? પતિવિદ્યમાન હોવા છતાં તે વિરૂપ હોય તો સ્ત્રી વિપંથ ગામિની બને છે. ઘસીટીબેગમ તેનો સ્વામી વિદ્યમાન છતાં તેની સાથે સંભાષણ કરવાની પણ તક મેળવી શકતી નહોતી. આથી ઇશ્વરીય વિધાનને વશ થઇ તે ઉપપતિમાં આસક્ત થઇ હતી.

ત્યજાયેલી સ્ત્રીઓને સ્વામી—સંભાષણનું સુખ મળતું નથી. ત્યારે શું ઘસીટીબેગમને નવાજિશ મુહમ્મદે ત્યજી દીધી હતી? નહિ! તેમ નહોતું. તે નવાજિશ મુહમ્મદની મુખ્ય બેગમ હતી અને નવાજિશ મુહમ્મદનું તેને દર્શન થતું નહોતું તેમ પણ નહોતું. ત્યારે સત્ય વાત શું હતી? જે સ્થળે અધિક સુખ—વૈભવ હોય છે, જ્યાં અતુલ ઐશ્વર્યનો વાસ છે, ત્યાં નરનારીઓનાં ચારિત્રમાં દોષ આવતાં વાર લાગતી નથી. નવાજિશ મુહમ્મદ ઢાકાનો નવાબ હતો. તેને ત્યાં દ્રવ્યનો અભાવ નહોતો. ભોગ—વિલાસની સીમા નહોતી. આ સાધનો તેનામાં દોષ આવવાનાં કારણરૂપ હતાં. તે વાર વિલાસિનીઓના સંગમાં રાત્રિ દિવસ આમોદ પ્રમોદમાં લિપ્ત રહેતો હતો.

આ શિવાય ભગવાઇ નામની એક સ્ત્રીના પ્રેમમાં પડી  તેનામાંજ મસ્ત બની ગયો હતો.

જે ઘરનો સ્વામી અનુચિત કર્મો કરે છે, તેનું અનુકરણ તેનો આખો પરિવાર કરે છે. વિશેષતઃ પત્નિ સદૈવ પતિનુ અનુકરણ કરે છે. સ્વામીના કુકૃત્ય પ્રત્યક્ષ જોઇ ક્રમશઃ ઘસીટીબેગમ નિઃશંક બની તેનું અનુસરણ કરવા લાગી. કામ એ પુરૂષ અને સ્ત્રીઓનો મહાન શત્રુ છે. ઘસીટી ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવામાં નિષ્ફળ નિવડી અને હુસૈનકુલીખાંની અનુરાગિણી બની. હુસૈનકુલીખાંનું સર્વાંગસુંદર સ્વરૂપ ઘસીટીબેગમના સર્વ નાશનું કારણ રૂપ બન્યું.

---

## પરિચ્છેદ ૬.

---

### હુસૈનકુલીખાં ફસાયો.

જેમ દિવસો જવા લાગ્યા તેમ હુસૈનકુલીખાંનો આમીના તરફનો અનુરાગ અને ઘસીટી તરફનો વિરાગ વધવા લાગ્યો. પ્રથમ તે જેટલે દરજ્જે કૃત્રિમ પ્રેમ દર્શાવતો હતો અને પ્રસંગ મળતાં તે બન્ને નિર્જન સ્થાનમાં એકબીજાના ગળામાં હાથ નાંખી બેસતાં તેવું પણ હવે બહુ બનતું નથી. ઘસીટી હુસૈનકુલીખાંનું આ ચાતુર્ય પ્રથમ સમજી શકી નહિં. તેના દિલમાં કદાચ અંદેશો આવતો પણ તે તેના ગર્વિષ્ટ સ્વભાવ આગળ ભૂંસાઇ જતો. તે માનતી કે હુસૈન-કુલીખાં તેનો પરિત્યાગ કરી કદાપિ બીજી સાથે પ્રેમલુબ્ધ થઇ શકે જ નહિં. આ ઉપરાંત તેને એક બીજા કારણને લીધે પણ વિશ્વાસ

આવતો હતો. તે સમજતી હતી કે હુસૈનકુલીખાં નોકર છે, છતાં મારા જેવી નવાબ પત્નિનો પ્રેમ ભાગી થયો છે, એ સૌભાગ્યની સીમા છે. વળી તેના જેવી સર્વાંગ સુંદર સ્ત્રી જેને પોતાનો પ્રેમ અર્પણ કરે તે વળી બીજી સ્ત્રી ઉપર શું કદિ અનુરાગી બની શકે? આ અંધશ્રદ્ધાને લીધે તેના મનમાં કદાચિત સંદેહ ઉપજતો તો તે ઉડી જતાં વાર લાગતી નહિં. પરંતુ જે કોઇ ઇન્દ્રિયપરાયણ છે તે કદિ એકના પ્રેમમાં સ્થિર રહી શકતાં નથી. પ્રસંગ મળતાં તે બીજાના પ્રેમનું અનુસન્ધાન કરે છે.

એક દિવસ હુસૈનકુલી અને ઘસીટી એક નિર્જન સ્થાનમાં આમોદ પ્રમોદ કરતાં બેઠાં હતાં. તેટલામાં એક દાસી અલક્ષિત ભાવપુર્વક ત્યાં આવી પહોંચી. હુસૈનકુલીખાં અને ઘસીટીબેગમ દાસીને જોતાં ઝંખવાણાં પડી ગયાં અને લજ્જાવશ થઇ ભયથી કંપવા લાગ્યાં. તેઓને લાગ્યું કે નિશ્ચય તેઓના ગુપ્ત પ્રણયનો વાર્તા–પ્રકાશમાં આવી જશે. દાસીને જોઇ તેઓ પ્રેમાલિંગનમાંથી શીઘ્ર મુક્ત થઇ એકબીજાથી જૂદાં પડી ગયાં ઘસીટીબેગમે કચડાયેલી નાગણુપેઠે છંછેડાઇ ગર્જના કરી કહ્યું, “ તું અહિંઆ કેમ આવી ? તને અહિંઆ આવવાનું કોણે કહ્યું ? શું તને તારા પ્રાણની ભીતિ નથી કે આ સાહસ કરવાને તું તૈયાર થઇ ? ”

દાસીએ હાથ જોડી કહ્યું, “નવાબકુમારી, અકારણ ક્રોધ શા માટે કરો છો ? અમે આપની કિંકરીઓ છિએ. અમને જે વખતે આપ આજ્ઞા કરો તે વખતે તેને શિરોધાર્ય ગણી હમારે તેનુ પાલન કરવું જોઇએ. અમે આપની આજ્ઞાનુવર્તિની છિએ. હું અહિંઆ મારી ઇચ્છાથી આપના આનંદમાં વિઘ્ન નાંખવા આવી નથી. ”

ઘસીટીઃ—શું તું અહિંઆ સ્વેચ્છાથી નથી આવી !

દાસીઃ—ઇચ્છાવશ બની ભૂખી સિંહણ પાસે જવાની હિમ્મત કોણ ધરે !

ઘસીટીઃ—ત્યારે તને કોણે અહિંઆ મોકલી છે ?

દાસીઃ—આપની બ્હેન, અમીનાબેગમની આજ્ઞાનુસાર હું અહિંઆ આવી છું."

અમીના બેગમનું નામ સાંભળતાંજ હુસૈનકુલીખાંના હૃદયમાં ભય ઉત્પન્ન થયો. તે મનમાં વિચાર કરવા લગ્યો કે, ઇશ્વર જાણે આ દાસી શું આફત લાવી છે ?

અમીનાનું નામ સાંભળી ઘસીટીના હૃદયમાં કંઇ સંદેહ ઉત્પન્ન થયો. તેણે જાણ્યું કે જરૂર આમાં કંઇ ગૂઢ રહસ્ય છે. આગ્રહપૂર્વક તે તેને પૂછવા લાગી, "અમીનાએ તને અહિંઆ શા માટે મોકલી છે ? એવું આવશ્યક કામ તને શું છે કે તું કોઇ પણ જાતની ખબર આપ્યા વિના સ્વતંત્ર રીતે અંદર ચાલી આવી ?"

દાસીઃ—કારણ પત્રમાં દર્શાવ્યું છે.

પત્રનું નામ સાંભળી ઘસીટીની જીજ્ઞાસુ વૃત્તિ વિશેષ ઉત્તેજિત થઇ. તેણે પૂછ્યું ? "પત્ર ! પત્ર ! કોણે આપ્યો છે ?"

દાસીઃ—આપની બ્હેન અમીના બેગમે આપ્યો છે.

ઘસીટીઃ—કોના ઉપર મોકલાવ્યો છે.

દાસીએ આંગળીના ઇશારાથી હુસૈનકુલીખાનું નામ દર્શાવ્યું. ઘસીટીની ઉત્સુકતાની સીમા રહી નહિં. સંદેહની આગ્ર ઘટા વિશેષ સંઘટ્ટ થઇ. તેણે કહ્યું, "જોઉં, પત્રમાં શું લખ્યું છે ?" દાસીએ કંઇ પણ જવાબ વાળ્યા વિના પત્ર તેના હાથમાં આપ્યો પત્ર

મસીટીના હાથમાં જતાંજ હુસૈનકુલીખાંનું વદન મ્લાન થઇ ગયું. કંઠ સુકાવા લાગ્યો. મનમાં ને મનમાં વિમાસણ કરવા લાગ્યો કે મુક્તિનો હવે કોઇ ઇલાજ નથી. આખરે સઘળો ભેદ જે પટાંતરમાં હતો તે ખુલ્લો થઇ ગયો.

મસીટીએ આ પત્ર લઇ વાંચવાનો આરંભ કર્યો. તેમાં નીચે પ્રમાણે હસ્તાક્ષર હતા.

"પ્રાણેશ્વર! દાસીના જીવનના જીવન! શું તમારો પ્રેમ આવો છે! જે તમારા પ્રેમને આધીન છે તેને આ પ્રમાણે યાતના દેવી ઉચિત નથી. તમે કહ્યું હતું કે હું હમણાં આવું છું પરંતુ અદ્યાપિ તમારા પ્રેમાળ દર્શનનો લાભ મળ્યો નથી. તમારી આશામાં ને આશામાં દુઃખદ રાત્રિ વિષદ વ્યતીત થઇ, પણ અંતે તમે આવ્યાજ નહિં. આવી આશાની દારૂણ યંત્રણા મનુષ્ય ક્યાં સુધી સહી શકે? યદિ મારૂં મૃત્યુ તમને પ્રિય ન હોય તો આ પત્ર વાંચતાં જ્યાં તમે બેઠા હો ત્યાંથી શીઘ્ર આ દાસી સાથે પધારી શરણાગતના જીવનનું રક્ષણ કરશો. જો ઉપેક્ષા કરી નહિં આવો તો દાસી પ્રત્યુત્તર લાવશે ત્યાં સુધી તમારી રાહ જોતી જીવંત રહીશ. નહિ આવશો તો વિરહ યોગે મારા પ્રાણ બચવા મુશ્કેલ છે. તમારો વિરહ અત્યારે અત્યંત અસહ્ય લાગે છે. તમારૂં મિલન થયા પછી મારે મન સ્વામી વિરહનું દુઃખ ભૂલાયું છે. હવે તમેજ મારા સ્વામી છો. પત્નીની હૃદય યાતના દૂર કરવી, એ સ્વામીનો ધર્મ નથી શું? પ્રાણેશ્વર, વિશેષ શું લખું? વિના વિલંબે દર્શનનો લાભ આપશો.

દર્શનોત્સુકા—અમીના"

પત્ર પઠન સમ્પૂર્ણ થયું. અગ્નિ પ્રજ્વલિત થયો.

પત્ર વાંચતાંજ ઘસીટીને લાગ્યું કે સમસ્ત સંસાર સળગી રહ્યો છે. તેના હૃદયમાં ભયંકર ઉથલપાથલ થવા લાગી. આખું મોઢું લાલચોળ થઇ ગયું અને જાણે પ્રચંડ કાલિકા સામે ઉભી હોય તેવો ભાસ હુસૈનકુલીને થવા લાગ્યો. જેમ તંબુરનો તાર તુટી જાય તેમ તે તેના પાસેથી ઉઠી દૂર ઉભી રહી, અને બાણુથી વીંધાયેલ સિંહણ પેઠે ક્રોધાન્વિત થઇ ગર્જના કરી બોલીઃ "હુસૈન! તેં મને ઠગવાને હિમ્મત કરી! મારા સામે ચાતુર્ય ચલાવ્યું? મારો નોકર થઇ તેં આટલું બધું કપટ ચલાવ્યું? આટલા દિવસ સુધી જે વાતનો મને વિશ્વાસ આવતો નહોતો, અને જેને વિશ્વસનીય નહિં સમજી સદેહ આવતાં છતાં મેં હૃદયમાં સ્થાન નહોતું આપ્યું તે બીના અંતે સત્ય ઠરી! હુસૈન આ તારો ધર્મ હતો શું? આ તારી સત્યવાદિતા! થોડા વખત પહેલાં હમણાંજ તું કહેતો હતો કે મારા શિવાય તું અન્ય કોઇ રમણીને ચાહતો નથી તે તારૂં સઘળું ચાતુર્ય હવે પ્રકટ થયું છે. યાદ રાખજે, જેવી તેં મારા હૃદયમાં આગ લગાવી છે અને જે પ્રમાણે તેં મારી સઘળી આશાઓ સ્વપ્નવત્ બનાવી હંમેશને માટે મને દગો દીધો છે, તેનું ઉચિત ફ્લ હવે તને અવશ્ય મળશે." અગ્નિને પોતાના સમસ્ત જોરથી પ્રજળતો જોઇ દાસી તક સાધી ચાલી ગઇ. ઘસીટીની ભયંકર મૂર્તિ જોઇ હુસૈનકુલીખાઁ ધ્રુજવા લાગ્યો. તેને લાગ્યું કે જો કોઇ પણ પ્રકારે ઘસીટીનું સાન્તવન નહિં થાય તો તેના પ્રાણનું રક્ષણ થવું મુશ્કેલ છે. પરંતુ ઘસીટીના હૃદયમાં આગ વરસી રહી હતી. તેને શીતળ કરવી એ અત્યારે સહેલું કામ નહોતું.

આશા મનુષ્ય જીવનની પ્રધાન સહાયક અને અમ્મર છે. આશાવશ હુસૈનકુલીખાઁ અત્યંત દીનતાપૂર્વક કરદ્વય જોડી ઘસીટીને

સંબોધી કહેવા લાગ્યો, "ઘસીટી, પ્રાણાધિકે! મને ક્ષમા કર! મેં અજ્ઞાનતાને વશ થઇ આ અનુચિત કર્મ કર્યું છે. પુનઃ અવશ્ય આવું નહિ થાય. હું શપથ ખાઇ પ્રતિજ્ઞા કરું છું કે હવેથી અન્ય રમણી સાથે પ્રેમ કરવાની વાત તો બાજુ રહી પણ કોઇ સ્ત્રી સાથે વાત કરવાનો પ્રસંગ પણ નહિં આવવા દઉં. પ્રિયતમા! મારો અપરાધ ક્ષમા કરી મારા ઉપર પ્રસન્ન થા!"

આ પ્રમાણે અત્યંત વિનય-આર્જવપૂર્વક પ્રાર્થના કરી હુસૈનકુલીખાઁ ઘસીટી પાસે દીનતા દર્શાવવા લાગ્યો. કિન્તુ ગર્વિતા અને કઠોર પ્રકૃતિની ઘસીટીનો ક્રોધ શાન્ત થયો નહિં. તેણે કહ્યું: "શું તને ક્ષમા? જ્યાં સુધી મારામાં જીવન છે ત્યાં સુધી તો કદિ બનશે નહિં. તને મેં મારો પ્રિયતમ માની સર્વસ્વ અર્પણ કર્યું તો તેના બદલામાં તેં મારા હૃદયમાં ચિરકાળને માટે વિશ્વાસઘાતકતાનો અગ્નિ પ્રકટાવી મારૂં જીવન નિરાશામય બનાવ્યું-તેને હવે હું ક્ષમા કરું? રે લંપટ! તારા પ્રલોભનમાં હવે હું કદિ મુગ્ધ બનીશ નહિં. તારી વાતોમાં હવે હું સ્વપ્ને પણ વિશ્વાસ બાંધીશ નહિ! તારાપર હવે મને કિંચિત્ પ્રેમ કે અનુરાગ નથી. તારું દર્શન કરવાની મને લેશ પણ ઇચ્છા નથી. તેં મારા સુખનો નાશ કર્યો છે! આજથી હવે હું તારી શત્રુ બની છું." જા તારું સુખ હવે મને ફરી બતાવીશ નહિં. આટલું કહી તે ચાલી ગઇ. તેને પાછી વાળવાના હુસૈનકુલીખાઁએ અનેક પ્રયત્ન કર્યા, પણ ઘસીટીએ તેની એક પણ વાત સાંભળી નહિં. તેના સામુ પણ જોયું નહિં.

હુસૈનકુલીખાઁના શિરપર આકાશ તૂટી પડયું. તેના સર્વનાશની સામગ્રી તૈયાર થઇ ચૂકી. રક્ષણનો માર્ગ તેને હવે કોઇ જણાયો

નહિં. ઘસીટીના ક્રોધની આગમાં હવે તેને જરૂર બળી મરવું પડશે, એવું તેને પ્રતિક્ષણે જણાવા લાગ્યું. વિશ્વાસઘાત કરી તેણે જે કુકર્મ કર્યું હતું, તેથી તેનું ચિત્ત આકુલવ્યાકુલ બની ગયું, અને પરિણામે તેના હૃદયમાં પ્રગાઢ પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે હૃદય સાથે કહેવા લાગ્યો, "અરેરે! શામાટે હું આવા કુમાર્ગમાં પ્રવૃત્ત થયો! હું નવાજિશ મુહમ્મદનો વિશ્વાસપાત્ર હતો. દરેક વાતે સુખી હતો. આવું અધમ કર્મ મેં શામાટે કર્યું? હું તેનો આત્મીયજન હતો. લોકો મારા માટે શું કહેશે? નવાજિશ મુહમ્મદને ખબર પડશે તો મારી કેવી ખરાબ હાલત થશે! ખરેખર ઘસીટીના પ્રલોભને મને સુખ-સ્થાનથી ભ્રષ્ટ કર્યો છે. હા ઘસીટી! હા અમીના! તમારાં સૌન્દર્યમાં ભાન ભૂલી મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું! જો હું આમ જાણતો હોત કે અંતમાં હલાહલ ઉત્પન્ન થશે તો કદિ તમારામાં હું લુબ્ધ બનત નહિ! કોણ જાણે છે કે પ્રેમ માર્ગ આવો અપાર દુઃખથી ભરેલો છે! હવે મને સમજાયું છે કે જે પરસ્ત્રીમાં અનુરક્ત બને છે તે હંમેશાં પરિણામે દુઃખી થાય છે. ઘસીટી! તારો પ્રેમ શું આવો હતો! કદિ ભૂલ ખાઈ મેં અનુચિત કર્મ કર્યું તો એકવાર પણ ક્ષમા નહિં? તેં તારા સાચા પ્રેમનો શું આમ પરિચય કરાવ્યો? તારા પાસે ક્ષમા માગી, અનુનય-વિનયપૂર્વક પ્રાર્થના કરી, તો પણ તેં મારો અપરાધ માફ કર્યો નહિં. ખરેખર મેં જે વિશ્વાસઘાતનું વિષમ કર્મ કર્યું છે, તેને ક્ષમા ઘટે નહિં. ઘસીટી મેં તને ઠગી અમીના સાથે પ્રેમ બાંધ્યો હતો, તે તારાથી કેમ જોવાય? કયી સ્ત્રી પોતાના નાયકને પરકીયામાં લોભાયેલો જોઇ શકે છે? હાય! માત્ર દુર્બુદ્ધિને લીધે આ અનર્થ થયો છે. તેણેજ હલાહલ ઉત્પન્ન

કર્યું છે. પ્રેમેજ અંતે મારા કાલનું સ્વરૂપ ધારણ કર્યું. સ્ત્રીજાતિનો પ્રણય અનુકૂળ હોય ત્યારે સુખ આપે છે ? પ્રતિકૂળ હોય ત્યારે મૃત્યુ-રૂપ બને છે. આટલા દિવસ પછી મને સ્પષ્ટ સમજાયું છે કે પોતાના નાયકની પ્રીતિથી વંચિત થવા શિવાય સ્ત્રીજાતિ બીજું સઘળું સહન કરી શકે છે. પોતાના આશકને બીજામાં લુબ્ધ થયેલો જોઇ, તે ચંડિકા સમાન ઉગ્ર બની, તેનો નાશ કરતાં પણ અચકાતી નથી."

હુસૈનકુલીખાઁના ચિન્તાના સાગરની અત્યારે સીમા નહોતી. તે વધારે વખત અહિંઆ થોભી શકયો નહિં. ભયગ્રસ્ત બની, વિષણ્ણ મુખે-વ્યાકુલ ચિત્તે તેણે આ સ્થાનનો ત્યાગ કર્યો.

---

## પરિચ્છેદ ૭.

---

## બાણ છૂટ્યું.

નવાબમહિષી પોતાના ઉદ્દેશમાં સફલ થઇ. હુસૈનકુલીખાઁ તરફ ઘસીટીને હંમેશને માટે વિદ્વેષાગ્નિ ઉત્પન્ન થયો. ઘસીટીએ હવે હુસૈન કુલીખાંનો સર્વથા ત્યાગ કર્યો છે. હુસૈનકુલીખાઁ ઇચ્છા કરે છે છતાં ઘસીટી પરોક્ષ રહીને પણ તેનો તિરસ્કાર કરે છે એક વખતે ઘસીટી રાત્રિ દિવસ તેના નામની માળા જપતી હતી, આજે નવાબમહિષીના કૌશલ્યથી એ વખત આવ્યો છે કે હુસૈનકુલીખાઁ તેની આંખમાં શૂલ સમાન ખૂંચે છે. તેનું નામ સાંભળતાંજ તે અગ્નિમાં ઘી હોમાય તેના પેઠે ક્રોધિષ્ટ થઇ ઉઠે છે. ખરેખર નવાબમહિષીનું કૌશલ્ય અદ્ભૂત હતું. તેનાં બુદ્ધિબળ આશ્ચર્ય પમાડનાર હતાં.

હવે નવાબમહિષીએ ઉચિત ધાર્યું કે જેમ બને તેમ શીઘ્ર સીરાજુદ્દૌલાને ઉત્તેજિત કરવો. વિલંબ કરવાથી ષડ્યંત્ર કામ કરતું કદાચ અટકી જાય; અને હુસૈનકુલીખાઁ તરફનો ઘસેટીનો વિદ્વેષ કાળાંતરે વિલુપ્ત પણ થાય. આમ વિચાર કરી નવાબમહિષી પરિવારના કલંકમોચન અને હુસૈનકુલીખાઁના મૃત્યુનો ઉપાય અસ્ખલિત રીત્યે યોજી નાંખવામાં પ્રવૃત્ત થઇ.

સંધ્યાનો સમય હતો. સૂર્ય અસ્તાચલમાં આથમતો હતો. મધ્યાહ્ન સમયે જેવો તે પ્રખર કિરણોયુક્ત અને વિશ્વસંહારક પ્રભાવ દાખવતો હતો, તેવો તે અત્યારે નહોતો. જેમ ઉત્તરાવસ્થા આવતાં મનુષ્યનાં દર્પ, ગર્વ, તેજ, બલ, બુદ્ધિ, સાહસ, યૌવનકાળ સાથે સરખાવતાં અત્યંત સ્વલ્પ હોય છે, તેવું બોધક પરિવર્તન અત્યારે દિવાકરમાં થયું હતું.

અત્યારે સૃષ્ટિએ અપૂર્વ રૂપ ધારણ કર્યું છે. શીતલ સમીર મૃદુ મંદ ગતિકરી રહ્યો છે. વૃક્ષલતા ઉપર કોકિલા આદિ પક્ષીઓ મધુર ગાન કરી રહ્યાં છે. વૃક્ષપર્ણો સમીરની મંદ લહરી સાથે ગેલ કરી રહ્યાં છે. પશ્ચિમાકાશમાં કોઇ સ્થળે લાલ, લીલાં, પીળાં, આસમાની અને શ્વેત રંગનાં મેઘદલ અનિર્વચનીય શોભા આપી રહ્યાં છે. સૂર્યના અસ્ત થવાથી પરમ વિશ્રાંતિના સંયોગે સર્વનાં હૃદય આલ્હાદ પૂર્ણ છે. આ સમયે નવાબમહિષી પોતાના ઓરડામાં બેઠી બેઠી કોઇની માર્ગપ્રતીક્ષા કરી રહી છે. તેની દૃષ્ટિ દ્વાર તરફ છે. કિંચિત્ શબ્દરવ થતાં તે તેના સામો ઉત્કંઠાપૂર્વક દૃષ્ટિપાત કરે છે. વખત વ્યતીત થતો ચાલ્યો, તેમ તેમ તેનું ઉત્કંઠિત ચિત્ત તલસવા લાગ્યું સહસા તેના મુખમાંથી શબ્દો સરી પડયા. 'સમાચાર મોકલ્યા. ઘણો

વખત થયો, છતાં હજુ કેમ નહીં આવ્યો હોય! આવી સ્વેચ્છાચારી વ્યક્તિ પાસેથી કાર્ય સાધવું અત્યંત કઠિન છે.' હજુ તો તેના મુખમાંથી આટલા શબ્દો નીકળે ત્યાં બ્હાર કોઇનો પગરવ સંભળાયો. જેમ જેમ પગલાં નિકટવર્તી જણાવા લાગ્યાં તેમ તેમ નવાબમહિષીનું ચિત્ત અત્યંત ઉત્સુક બનતા લાગ્યું. અંતે તેને જણાયું કે, સિરાજુદ્દૌલા તેના તરફ આવી રહ્યો છે. સિરાજુદ્દૌલાને જોતાંજ બેગમની ઉત્કંઠા દૂર થઇ પરંતુ મુખ ઉપર પ્રથમ કરતાં વિશેષ ગાંભીર્યની છાયા છવાઇ રહી. ઘરમાં પ્રવેશ કરતાં જ સિરાજુદ્દૌલાએ પ્રશ્ન કર્યો, "માતુશ્રી, શું મને તમે બોલાવ્યો હતો?"

બેગમઃ—હા! મેં તને બોલાવ્યો છે.

સિરાજઃ—કહો, શી આજ્ઞા છે?

બેગમઃ—તારું મને એક અગત્યનું કામ છે. નિરાંતે બેસ અને ધ્યાનપૂર્વક સાંભળ.

સિરાજુદ્દૌલાએ સ્થાન લઇ કહ્યું, 'કહો, માતુશ્રી, શું કહેવા માગો છો?"

નવાબમહિષીએ ધીર ગંભીર ભાવથી કહ્યું, "સિરાજ, સ્થિર થા! શા માટે ઉતાવળ કરે છે? જે કામ માટે મેં તને બોલાવ્યો છે તે ઉતાવળનું કામ નથી. હું સારી રીતે જાણું છું કે તું રાત્રિ દિવસ આનંદ-વૈભવમાં કાલક્ષેપ કરે છે. રાજ્યની ચિન્તા, તારી ઉન્નતિની ચિન્તા, તારા પરિવારની ચિન્તા ઇત્યાદિ કોઇપણ ચિન્તાને તેં તારા હૃદયમાં રાખી નથી. તું યુવાન બન્યો છો, છતાં તારો બાલ-સ્વભાવ તને ત્યાગી ગયો નથી. તું કેવળ નિરર્થક કાર્યોમાં

તારા સમયનો અપવ્યય કરે છે. બે દિવસ પછી આ વિશાળ રાજ્યનો તું સ્વામી થવાનો છું, પણ તને તે સંબંધી કિંચિત્ પરવા નથી. કોઈ બાબતનું તું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરતો નથી. તું હવે બાલક નથી. હમણાં તું જે રીત્યે તારા વખતનો અસદ્વ્યય કરે છે તે જોતાં મને લાગે છે કે આ વિશાળ રાજ્ય-સંપત્તિની રક્ષા તું શી રીત્યે કરીશ ! તું હમારો ઉત્તરાધિકારી છો, પરંતુ મને લાગે છે કે એ પદનું ગૌરવ તારાથી સાચવી શકાશે નહિ. તું આટલો બધો પ્રમાદવશ બનીશ, તે મેં આજે જ જાણ્યું !"

સિરાજુદ્દૌલાનું તેનાં માતામહ અને માતામહીએ અત્યંત લાડકોડપૂર્વક લાલન પાલન કર્યું હતું. તેને કોઇ દિવસ એક કડવો શબ્દ પણ કહેવામાં આવ્યો નહોતો. સ્નેહવાક્યો શિવાય તેણે બીજા શબ્દો તેઓના તરફથી કદિ સાંભળ્યાં નહોતાં. માતામહીનું સંભાષણ સાંભળી તે અત્યંત આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું, "માતુશ્રી, આજ આપ આ શું બોલો છો? રાજ્યકાર્ય તરફ મારું લક્ષ નથી, એ તમે શાના આધારે કહો છો?"

કિંચિત્ અપ્રસન્નતાનો ભાવ દર્શાવી નવાબ-મહિષીએ કહ્યું, "જે મનુષ્ય પોતાના પરિવાર-કુટુંબ તરફ લક્ષ આપતો નથી, પોતાના કુટુંબમાં શા શા બનાવો બની રહ્યા છે, તેનું જેને ભાન નથી, તે મનુષ્ય સમસ્ત રાજ્યની સંભાળ રાખી શકે, એ શી રીત્યે મનાય? સિરાજ, યદિ તારામાં એ શક્તિ હોત તો તું સતત આમોદ પ્રમોદમાં નિમગ્ન ન રહેત ! યદિ તું સુખ્યાતિથી આનંદનો અને અખ્યાતિથી દુઃખનો ઉપભોગ કરતો હોત તો તને સાંપ્રત વૈભવ અવશ્ય હલાહલ સમાન લાગત ! પરંતુ એ સઘળું તું કયાંથી જોઇ

શકે ? કેવળ આત્માભિમાન અને આત્મગર્વનાં આવરણો તારાં નેત્રો ઉપર ફરી વળ્યાં છે !"

સિરાજુદ્દૌલાનો આવો આકસ્મિક તિરસ્કાર નવાબમહિષીએ પૂર્વે કદી કર્યો નહોતો, તેથી તેનાં તિક્ષ્ણ શબ્દબાણો તેનું મર્મસ્થાન ભેદી નાંખવા લાગ્યાં. તેણે આવેશમાં આવી કહ્યું, "માતુશ્રી, આપ શું કહેવા માગો છો, તે હું કિંચિત્ સમજતો નથી ! શું છે, તે તો મને સ્પષ્ટ રીતે સમજાવો ?" અંતે નવાબ-માતુશ્રીએ વિષણ્ણ વદનપૂર્વક દુઃખિત સ્વરે મૂળ વાતને સ્પષ્ટ કરવાનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું, "સિરાજ, શું કહું ? જે કહેવાથી લજ્જા ઉત્પન્ન થાય, જે વાત કહેવાથી મુખ અપવિત્ર થાય, તે પાપકથા આજે હું તારા સમક્ષ કયે મોઢે વર્ણવું ?"

સિરાજુદ્દૌલાએ વિસ્મય પામી પૂછ્યું, "માતુશ્રી, કોનું પાપ ? કોનું કલંક ? સત્વર કહો, મારૂં ચિત્ત અત્યંત વ્યગ્ર બને છે."

બેગમ—"પાપ કોનું વળી ? તારી માતા, તારી માશી, એ બન્ને કલંકિત છે, વિષયગામિની છે. હું અત્યંત અભાગિની છું કે મેં એવી અપવિત્ર કન્યાઓનો આ શરીરમાં નવ માસ સુધી ગર્ભ ધારણ કર્યો."

બેગમનાં વચનો સાંભળતાંજ સિરાજુદ્દૌલા દિગમૂઢ કાલસર્પની પેઠે સ્થંભિત થઇ ગયો, શોકની સીમા રહી નહી. તેણે સંદેહાત્મક ભાવપૂર્વક પૂછ્યું, "માતુશ્રી, આ સમાચાર કેટલા બધા દુઃખદ છે ! શું ખરેખર મારી માતા, મારી માશી કલંકિની છે ?"

બેગમ—હા ! તારી માશી અને તારી માતા બન્ને ! જો તને મારી વાતપર વિશ્વાસ ન આવતો હોય તો જા હીરાઝીલમાં

જઈ તારા સુખનો પુનઃ સમારંભ કર ! પરંતુ યાદ રાખજે કે આ કલંક હવે લાંબો વખત પ્રચ્છન્ન રહેશે નહિં. શીઘ્ર તેનો સમાજ સમક્ષ પ્રકાશ થશે.

**સિરાજ**—નહિં ! માતુશ્રી મને આપની વાત ઉપર અવિશ્વાસ નથી. પરન્તુ મને એટલું કહો કે કયા હિણભાગ્ય પુરૂષે સિંહણની કંદરામાં દાખલ થવાનું સાહસ કર્યું છે ?

**બેગમઃ**—"સિંહ જો કદિ સુઇ રહે તો શૃગાલ પણ સાહસ કરવાની હિમ્મત ધરે છે. તું આમોદ પ્રમોદમાં રહી, મદિરાનું પાન કરી નિદ્રાધીન મનુષ્ય જેવી સ્થિતિનું સેવન કરે છે, એથી શૃગાલે સિંહદ્વારમાં પેસવાની હિમ્મત કરી છે. વિશેષ શું કહું ? ખદ્યોતે સૂર્યપ્રભા મલિન કરવાનું સાહસ કર્યું છે. હુસૈન કુલીખાંએ આપણા નિર્મલ કુલને કલંક લગાડયું છે. આપણા માટે આથી વિશેષ લજ્જાસ્પદ, દુઃખાસ્પદ બીજું શું હોઇ શકે ! સિરાજ ! ધિક્કાર છે, તારા બાહુબલને ! ધિક્કાર છે, તારાં અભિમાનને—જનનીને અને ધિક્કાર છે અમને કે તારા જેવો સર્વ રીત્યે સબળ પુત્ર છતાં કુટુંબની પ્રતિષ્ઠાનું રક્ષણ અમારાથી થઇ શકતું નથી !"

આકસ્મિક આટલા દિવસ પછી સિરાજુદ્દૌલાને ફૈજી સાથેનો પ્રસંગ યાદ આવ્યો. માતા અને માશીના કુચરિત્રનું તેણે સ્મરણ કરાવ્યું હતું, એ વાત તેને આજે સત્ય જણાઇ. ફૈજીની તે વખતની મૂર્તિ તેનાં નેત્ર સામે તરવા લાગી. સિરાજુદ્દૌલા મરણપ્રાયઃ અને હતાશ થઇ ગયો. મનમાં ને મનમાં તે ચિન્તા કરવા લાગ્યો, "જ્યારે ફૈજીએ મને આ વાત કરી, ત્યારે મને તેનો વિશ્વાસ આવ્યો નહોતો, એટલુંજ નહિં પરંતુ આ સત્ય ઘટનાને મેં વિશ્વસનીય ગણી નહોતી. જનનીના ચરિત્રપર દોષારોપણ કરવાથી હું વિશેષતઃ તેના પ્રાણ લેવા

પ્રેરાયો હતો. આજે પુત્ર છતાં માતાના ચરિત્રની કુત્સિત વાત સાંભળવાની કમનશીબ ઘડી મારા લલાટમાં લખાઇ હશે ! ધિક્કાર ! અરે ધિક્કાર ! કેવી લજ્જાસ્પદ અને ઘૃણા ઉપજાવનારી આ વાત છે !" આ પ્રમાણે શોચના કરતાં તેનું મુખ મલિન થઇ ગયું, અને માતામહી પાસે વધારે વાર બેસતાં પણ તેને લજ્જા આવવા માંડી.

નવાબમહિષી શીઘ્ર તેના મનની અવસ્થા સમજી. હુસેન-કુલીખાં વિરૂદ્ધ તેના ક્રોધને વિશેષઉ દીપન કરવાના આશયથી તે બોલી, "સિરાજ, વૃથા શોચ શામાટે કરે છે ? જે કાપુરૂષ હોય છે, નિર્વીર્ય હોય છે તે ચિન્તા કરી નિરર્થક સમયનો વ્યય કરેછે. યદિ વાસ્તવિક તને તારી સ્થિતિનું ભાન થતું હોય, કુલકલંકમાંથી મુક્તિ મેળવવાની તને ઇચ્છા હોય, અને લોકોનુ ઉપહાસ તને અસહ્ય જણાતું હોય તો શીઘ્ર આ બાબતનો ઉપાય કર. તેમ થશે તો આ કલંકનો ગર્ભમાંજ નાશ થશે, અને લોકદષ્ટિથી તે ગુપ્ત રહેશે; પરંતુ ખરે ! મને જણાય છે કે તારી ઇચ્છા કંઇપણ ઉપાય કરવાની લાગતી નથી. સિરાજ, યાદ રાખ કે આમ નિશ્ચેષ્ટ બેસી રહેવામાં વીરત્વ સમાયેલું નથી. શું આ તારું પુરુષાતન છે ? મેં આજે ખાત્રી પૂર્વક જાણ્યું છે કે તારા જેવો કાપુરૂષ અન્ય કોઇ હશે નહિં. જા ઉઠ અહિંથી. મને તારું મુખ બતાવ નહિં. હીરાઝીલમાં તારી માનીતી રમણીઓ નાહક તારી રાહ જોઇ બેઠી હશે."

બેગમનાં આ તીવ્ર વચનો સિરાજુદ્દૌલાના શરીરને તપ્ત લોહ-શલાકા પેઠે ચોંટ્યાં. વિશેષ સાંભળવાની તેનામાં શક્તિ રહી નહિં. તેણે દાંત પીસી કમ્પતે સ્વરે કહ્યું, "બસ. ઘણું થયું. વિશેષ મને ન કહો. માત્ર એટલુંજ જણાવો કે મારે કયો માર્ગ લેવો !"

બેગમ—"અરે વાહ! સિરાજ! મારે તને એ પણ જણાવવું પડશે? શું આ શક્તિનો તું રાજ ચલાવવામાં ઉપયોગ કરવાનો છે? આ બુદ્ધિપર તું આજ સુધી આટલું બધું અભિમાન ધરાવે છે? જે બુદ્ધિ આવી બાબતનો પણ નિર્ણય ન કરી શકે તે બુદ્ધિને તે વળી શી ઉપમા આપવી?

"વારૂ, મને તમારી તે સલાહની પણ આવશ્યકતા નથી. હું આજે આપના સામે પ્રતિજ્ઞા કરું છું કે જ્યારે હુસૈનકુલીખાંનો સર્વ નાશ કરી કુલકલંકમાંથી મુક્તિ મેળવીશ ત્યારે જ હું આપને મારૂં મ્હોં બતાવીશ અને આ જીવન ધારણ કરવા યોગ્ય ગણીશ." આ શબ્દોચ્ચાર પૂર્ણ થતાંજ તે વેગપૂર્વક ઘરની બહાર નીકળી ગયો.

નવાબમહિષીએ નિશ્ચયપૂર્વક માની લીધું કે હવે હુસૈનકુલીખાં બચવાનો નથી. તેનું મૃત્યુ તેની સમીપ છે. તેનો ઉદ્દેશ સફળ થયો.

## પરિચ્છેદ ૮.

### વિદ્વેષની આગ.

કોઇ પુરૂષ ગમે તેટલો નિર્વીર્ય હોય, ચાહે તેવો પુરુષ હોય પરંતુ તે જ્યારે પોતાના કુટુંબની સ્ત્રીનું ઘૃણાજનક ચરિત્ર સાંભળે છે, ત્યારે તેના ક્રોધની સીમા રહેતી નથી. આપ્તજનનું કલંક તેનાથી સહન થતું નથી. તેનું ચિત્ત આવેશપૂર્ણ બની જાય છે. જ્ઞાનબુદ્ધિનો તેનામાંથી લોપ થાય છે અને જો તે નિરંકુશ હોય તો પ્રતિસ્પર્ધીના કોઇ રીત્યે પ્રાણવિસર્જન કરે છે અથવા હતાશ થઇ આત્મઘાત કરી મનનો અગ્નિ શાન્ત કરે છે.

નિષ્કલંક કુલમાં આવું ઘોર કલંક! સિરાજુદ્દૌલાનું ચિત્ત લજ્જા, ઘૃણા, અપમાનથી સળગવા લાગ્યું. તેનું મર્મસ્થાન તીરપેઠે વીંધાઈ ગયું અને શરીરમાં તીવ્ર વેદના થવા લાગી. એક તરફ માતાનું કુચરિત્ર! બીજી તરફ નવાબમહિષીનાં શબ્દબાણો અને તિરસ્કાર! તેના હૃદયમાં દાવાનલ પ્રદીપ્ત થઇ ગયો. આત્માભિમાની અને ગર્વિષ્ઠ સિરાજથી આ જ્વાલા સહન થઇ શકી નહિં—તેના મનની શાન્તિ ઉડી ગઇ. આમોદ-પ્રમોદ પરથી ચિત્ત ઉઠી ગયું. ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં તેનું વ્યગ્ર ચિત્ત વધારે ને વધારે આકુળવ્યાકુળ થવા લાગ્યું. માતાનું કુત્સિત ચરિત્ર, માતામહીનો તિરસ્કાર, હુસેન કુલીખાઁનું દુઃસાહસ—સર્વ એકત્ર થઇ તેના હૃદયમાં ક્રોધનો અગ્નિ પ્રબળ રીતે પ્રજ્વલિત કરવા લાગ્યાં.

સિરાજુદ્દૌલાએ નવાબમહિષી પાસે પ્રતિજ્ઞા લઇ શીઘ્ર આવેશમાં મોતીઝીલ તરફ પ્રયાણ કર્યું. પરંતુ થોડે દૂર જઇ કંઇ વિચાર કરવા ઉભો રહ્યો. તેના ચિત્તમાં શી ભાંજગડ ચાલી રહી હતી, તેની આપણે સહજ કલ્પના કરી શકીએ. ચોક્કસ નિર્ણય ઉપર આવતાં, તેની નૌકા જ્યાં સ્થિર હતી ત્યાં આવી. નૌકાધિકારીને ત્વરાથી નૌકા હીરાઝીલ તરફ લેવા ફરમાવ્યું. અલ્પ સમયમાં નૌકા ભાગીરથીના પૂર્વ કિનારે આવેલા હીરાઝીલ પાસે આવી પહોંચી.

પ્રમોદશાળામાં તેના સહચરો સિરાજુદ્દૌલાના આગમનની રાહ જોઇ રહ્યા હતા, પરંતુ આજ સિરાજને ભોગ-વિલાસ, ભોજન-પાન કશા પર રુચિ નહોતી. તે કોઇને પણ વાતચિત કરવાનો અવકાશ આપ્યા વગર સીધો પોતાના શયનગૃહમાં ચાલ્યો ગયો.

લુત્ફુન્નિસા ત્યાંની અધિષ્ઠાત્રિ હતી. સિરાજને અચાનક શયન

ગૃહમાં આવેલ જોઇ, તે અત્યંત વિસ્મય પામી. તેણે કહ્યું, "પ્રાણેશ્વર, આજ આમ અચાનક આવવાનું કેમ બન્યું! કહેવામાં કંઇ હરકત ન હોય, તો દયા કરી આ દાસીની ઉત્કંઠા દૂર કરો.

સિરાજ—મારા આવવાથી અત્યારે તું વિસ્મય પામે એ સ્વભાવિક છે, લુત્ફુન્નિસા! તું કારણ જાણવા માગે છે પરંતુ જે કારણને લીધે મારું અત્રે આગમન થયુંછે, તે કારણ અત્યંત ભયંકરછે!

લુત્ફુ:—પ્રભો! મારો અપરાધ ક્ષમા કરશો. કારણ જાણવાને મારા ચિત્તમાં તીવ્ર ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. આપ શું મારી તે ઉત્સુકતા દૂર નહિં કરો?

સિરાજુદ્દૌલા એક દીર્ઘ, ગંભીર, વિષાદપૂર્ણ નિઃશ્વાસ નાખી બોલ્યો, "લુત્ફુન્નિસા. શું કહું? જે વાતની કલ્પના કરવાથી પણ હૃદય અપવિત્ર થાય, તે વાત આજે મુખેથી વર્ણવવાનો પ્રસંગ આવ્યો છે. મારા હૃદયમાં અત્યંત વ્યથા થાય છે. આવી મર્મદાહક વેદના આજે હું પહેલી વખત અનુભવું છું. મારું ચિત્ત અસ્થિર બન્યું છે અને સર્વ જાતના ભોગ-વિલાસ અત્યારે મને ઝેર જેવા લાગે છે. કોઇપણ ચીજ ઉપર મને રુચિ થતી નથી

લુત્ફુ—નાથ એવી શી ઘટના બની છે કે જેથી આપ આટલા દુઃખિત-પીડિત બની રહ્યા છો?

સિરાજ—લુત્ફુન્નિસા, જે કંઇ બની ગયું છે તે અત્યંત શોચનીય છે-સિંહની ગુફામાં શૃગાલે પ્રવેશ કર્યો છે. પુત્ર છતાં જનનીનું દુષ્ચરિત્ર શ્રવણ કરવાનો દુઃખદ સંયોગ મને પ્રાપ્ત થયો છે! આથી વિશેષ દુર્દૈવ મારા માટે બીજું શું હોઇ શકે? લુત્ફુન્નિસા!

ધિક્કાર છે, મારા જીવનને ! ધિક્કાર છે, મારા આત્માભિમાનને, કે માતાનું દુષ્ચરિત્ સાંભળી હું હજુ સુધી જીવતો રહ્યો છું અને કશો પણ પ્રતિકાર કર્યા વિના નિશ્ચિંત બેઠો છું!—લુત્ફુન્નિસા હું અત્યંત ભીરૂ—કાપુરૂષ છું! તેથીજ મારામાં બાહુબલ છે, શરીરમાં રક્ત છે અને કમરપર તરવારછે છતાં હું અદ્યાપિ નિશ્ચેષ્ટ બેઠોછું. શું આમાં મારું શૌર્ય છે? આ મારૂં વીરત્વ છે! ધિક્કાર છે; મારા પુરૂષાતનને!"

સાસુના દુષ્ચરિત્રની બિના જાણી લુત્ફુન્નિસા અત્યંત વિસ્મય પામી. હૃદયમાં તે વિચાર કરવા લાગી કે, કેવી આશ્ચર્યકારક ઘટના! મનુષ્ય જે વિચારી ન શકે, કાનોથી સાંભળી ન શકે, આંખોથી જોવા છતાં જે વાતનો વિશ્વાસ ન આવે તે વાત આજે સત્ય ઘટનારૂપે પ્રત્યક્ષ થઇ! ખરેખર આથીજ પુરુષજાતિ સ્ત્રીઓનો આલિંગન સરસી હોય તોપણ વિશ્વાસ કરતી નથી. ધિક્કાર છે સ્ત્રીજાતિને અને તેઓની ઇન્દ્રિયપરાયણતાને! લુત્ફુન્નિસા વિષાદપૂર્વક બોલી, "મને જણાય છે કે કોઇ શત્રુએ આપણને અપમાન પહોંચાડવાના હેતુથી આ ચર્ચા શરૂ કરી છે."

સિરાજુદ્દૌલાએ અત્યંત દુઃખિત સ્વરે કહ્યું, "નહિં, લુત્ફુન્નિસા, તું જેમ કહે છે તેમ નથી. એવું કોણ સાહસ કરવા તૈયાર છે કે જે સિરાજુદ્દૌલાની માતા અને તેની માશી ઉપર મિથ્યા દોષારોપણ કરે?"

લુત્ફુ:—આપે આ વાત ક્યાંથી સાંભળી?

સિરાજ:—લુત્ફુન્નિસા, જેના પાસેથી મેં આ વાત સાંભળી છે, તેના ઉપર અવિશ્વાસ લાવવાનું કંઇ કારણ નથી. માતા—પિતા

પોતાના સંતાનો પર કદી નિરર્થક દોષારોપણ કરતાં નથી. લુત્ફુ-ન્નિસા, આ વાત જૂઠી નથી. સ્વયં મારૂં હૃદય સાક્ષી આપે છે કે આ વાત જૂઠી નથી. જો તે જૂઠી હોય તો મારૂં હૃદય એકાએક તે માની લેવાને દોરાઇ જાય નહિં અને આવી અણધારી વિદ્વેષની આગ મારા ચિત્તમાં પ્રદીપ્ત થાય નહિં. અહા!—જવાલા! અસહ્ય જવાલા! મારૂં હૃદય બળી ગયું! લુત્ફુન્નિસા, હવે હું વધારે વાર સ્થિર રહી શકીશ નહિં. જા, લાવ મારી તલવાર! હું આજ વખતે તે દુરાત્મા! હુસૈનકુલીના રક્તથી કલંક મુક્ત થઇ, હૃદયની જવાલા, અંતરની વ્યથા શાન્ત કરીશ.

લુત્ફુન્નિસા સિરાજુદ્દોલાના બન્ને પગ પકડી બોલી, “ નાથ, શાન્ત થાવ. આટલી બધી ઉતાવળ શામાટે કરોછો? કોઇપણ કામ કરવા પહેલાં તે સૂક્ષ્મરીત્યે વિચારવું જોઇએ, નહિં તો છેવટે પશ્ચાત્તાપ કરવો પડે છે. આ શિવાય શત્રુને ક્ષમા આપવી કે નહિં તે વાતનો પણ પ્રથમથી વિચાર કરી લેવો જોઇએ.”

સિરાજ—લુત્ફુન્નિસા, જે મારા કુટુંબને કલંક રૂપી રાહુથી આચ્છાદિત કરવા તૈયાર થયો છે, તેને ક્ષમા! અને હું શાંત થાઉં? જેના હૃદયમાં વિદ્વેષની આગ, ચિન્તાનો અગ્નિ પ્રબળ રીત્યે બળી રહ્યો છે, તે શાન્ત શી રીત્યે થાય? કોઇ મનુષ્યના શરીરના કોઇ પણ અંગને કિંચિત્ અગ્નિ સ્પર્શ કરે તો તેનું ચિત્ત અસ્થિર બની જાય છે! ત્યારે મારા આખા શરીરમાં દાવાનલ વ્યાપી રહ્યો છે. જ્યારે એ અગ્નિ વિશમશે ત્યારેજ મારૂં ચિત્ત શાન્ત થશે. લુત્ફુન્નિસા જે પુરૂષમાં વીરતાનો અભાવ હોય છે, તે પુરૂષને ક્ષમાનો કૃત્રિમ આશ્રય સ્વીકારવો પડે છે. જ્યાંસુધી મારા શરીરમાં જીવન છે ત્યાં

સુધી હું કદિ એક બીરુનું કાર્ય કરીશ નહિં. જેણે મારું સર્વસ્વ નાશ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેને હું કદિ ક્ષમા કરીશ નહિં. મેં પ્રતિજ્ઞા કરી છે કે સૂર્યોદય પહેલાં તે નરપિશાચ હુસૈનકુલીખાંના રક્તથી મારા હૃદયની શાંતિ કરીશ! નહિં તો આ જીવન ધારણ કરીશ નહિ.!

સિરાજુદ્દૌલાની દૃઢ પ્રતિજ્ઞા જોઇ લુત્કુન્નિસાથી વિશેષ કંઇ બોલી શકાયું નહિં.

## પરિચ્છેદ ૯.

## પાપીની હૃદયયંત્રણા.

જે દિવસથી ઘસીટીનો હુસૈનકુલીખાં સાથેનો પ્રેમ ચિર શત્રુતાનું રૂપાંતર પામ્યો, તે દિવસથી ઘસીટી હુસૈનકુલીખાં તરફ વિદ્વેષીય દૃષ્ટિથી જોવા લાગી. તે દિવસથી તેણે હુસૈનકુલીખાં સાથે મળવું એકદમ બંધ કીધું. પળે પળે ઘસીટીએ તેનો સર્વનાશ કરવાની લીધેલી પ્રતિજ્ઞા તેને યાદ આવતી હતી; અને તેથી તેનું ચિત્ત સદૈવ ચિંતાતૂર રહેતું હતું.

જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ હુસૈનકુલીખાંના ભયની વૃદ્ધિ થવા લાગી. તેના મનમાં એ વિચારયંત્રણા ચાલી રહી હતી કે ઘસીટી કોણ જાણે તેને કેવી ભયાનક વિપત્તિમાં નાખવાની યોજના કરતી હશે!

આ આશંકા અને દુર્ભાવનાના જન્મથી તેનું ચિત્ત પળપળ

ઉન્મત્ત બની જવા લાગ્યું. ભોગ-વિલાસ, ભોજન નિદ્રા ઉપરથી તેનું ચિત્ત ઉડી ગયું. કોઇપણ ઉપાયથી તેને શાંતિ મેળવવી દુર્લભ લાગી. યદ્યપિ તે હંમેશાં આ પ્રમાણે વ્યાધિગ્રસ્ત રહેતો હતો, છતાં અમીનાના મિલનપ્રસંગે તેની હૃદય સ્થિતિ કળાઇ ન જાય, તે માટે તે સમ્પૂર્ણ સાવધ રહેતો.

પૂર્વોક્ત ઘટના પછી ત્રણ ચાર દિવસ વીત્યા. પરંતુ હુસૈનકુલીખાઁ કોઇ રીતે નિઃશંક અથવા નિશ્ચિંત થઇ શક્યો નહિં. રાત્રિ દિવસ તે પોતાના સમક્ષ ઘસીટીની ભયંકર મૂર્તિ ઉભેલી જોતો. તેનું વિસ્મરણ કરવાની તે અનેક ચેષ્ટા કરતો પરંતુ સ્મૃતિ સ્વયં તેને શોધતી આવતી.

રાત્રિ દ્વિપ્રહર વીતી હતી, સર્વત્ર નિરવ શાંતિ પ્રસરી રહી છે. સર્વ નિદ્રાદેવીના શાન્તિદા અંકમાં બાહ્યસૃષ્ટિના જ્ઞાનથી શૂન્ય બની સૂઇ રહ્યાં છે, અને શાંતિ-સુખ-વિશ્રામનો અપૂર્વ ઉપભોગ કરી રહ્યાં છે. હુસૈનકુલીખાઁ આ વખતે પોતાની શય્યામાં પડ્યો છે. દુગ્ધફેણ જેવી સ્વચ્છ અને કોમળ શય્યા છે; નિદ્રાદેવીનું આહ્વાન કરવા છતાં તે તેનાથી દૂર રહી છે. પળેપળે તેના સમક્ષ ભયાનક સ્વપ્નો તરે છે અને આ કામી પુરૂષની નિદ્રાનો ભંગ થઇ જાય છે. તે સ્વપ્ન જુએ છે કે, જાણે ઘસીટી વિખરાયેલા કેશો સાથે અત્યંત બિભત્સ વેશમાં તેના સામે આવી ઉભી છે. તેના શરીરમાં ક્ષણે ક્ષણે આદસ્ય જોવાથી ભયનો પ્રાદુર્ભાવ થયો. તે તેના તરફ દૃષ્ટિ સ્થંભાવી શક્યો નહિં. તેના મુખમાંથી અસ્પષ્ટ પણ શબ્દ નીકળી શક્યા નહિં. ઘસીટી તેને નિર્વાક્ જોઇ ક્રોધપૂર્ણ નયનો કરી અત્યંત કર્કશ સ્વરે કહેવા લાગી, "રે ઠગ; શું વિચાર કરે છે? તું શું એમ સમજે છે કે તારા

જેવા ધૃષ્ટને કોઇપણ જાતનો દંડ આપ્યા વિના હું નિશ્ચિંત બની બેસીશ. આજ હું તને તારા અપરાધોચિત દંડ આપવા આવી છું. મારા પ્રેમની તું હવે સ્વપ્ને પણ આશા રાખીશ નહિં. જે ઘસીટીએ અપરાધનો બદલો લેવા માટે ઘોરપ્રતિજ્ઞા કરી છે અને જીવન સુધી જે તેના માટે દૃઢપ્રતિજ્ઞ રહેશે, તે પુનઃ તારી પ્રેમાભિલાષિણી થાય, એ ભ્રમમાં પડીશ નહિં. જેવો દાવાગ્નિ તેં મારા હૃદયમાં સળગાવ્યો છે, તેવા પ્રચંડ શિખામય દાવાનળથી હું તને સળગાવીશ, ત્યારેજ શાન્તિ પામીશ. તું અમીનાને આલિંગી આનંદ કર અને હું તે શાન્તિપૂર્ણ નયને જોયા કરું એવી નિરર્થક માન્યતામાં પડીશ નહિ! તારો હું સંહાર કરીશ ત્યારેજ શાન્તિથી બેસીશ."

ઘસીટીને પ્રાણસંહાર કરવા તત્પર બનેલ જોઇ, હુસૈનકુલીખાઁનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. જીવન–આશાથી કાયર બની તે બોલ્યો, "ઘસીટી, પ્રાણાધિકે, મને ક્ષમા કર! મારા જીવનનું રક્ષણ કર! એક વખત અણસમજને લીધે જે કાર્ય મારાથી થઇ ગયું છે, તેને દિલમાંથી કાઢી નાખ. હું હવે પછી જીવનપર્યંત આવું બાલ્ય આચરણ કરીશ નહિં. સર્વદા તું સુખી રહીશ તે પ્રમાણે વર્તીશ. હું તારા પગે પડી મારા જીવનની ભિક્ષા માગું છું. ઘસીટી, પ્રિયતમે, હું તારોજ છું. જેને તેં અનેક વખત પ્રાણેશ્વરના દુર્લભ ઉપનામથી સંબોધ્યો છે, તેના તરફ આજ આટલી બધી નિષ્ઠુર થા નહિ! પ્રાણેશ્વરી! મારા પ્રાણની આજે રક્ષા કર. હું સર્વદા તારા હૃદય સમીપ રહીશ. એક વખત મારો અપરાધ ક્ષમા કર."

અગ્નિમાં ઘૃત હોમાયું! ઘસીટીના ક્રોધની પરિસીમા થઇ. હુસૈનકુલીખાઁની દીનતા જોઇ તેને તેના તરફ અત્યંત અભાવ ઉપજ્યો.

તેણે ગર્જના કરી કહ્યું, "અરે અધમ, તું 'પ્રાણેશ્વરી' કહી કોને બોલાવે છે? હું હવે તારી પ્રણયિની નથી, પણ તારી પ્રાણહારક શત્રુ છું. તું શું એમ સમજે છે કે ઘસીટી તારા પ્રલોભનમાં મુગ્ધ બનશે, અને પોતાની લીધેલી પ્રતિજ્ઞા તોડી તને 'પ્રાણેશ્વર'ના ઉપનામથી સંબોધી પુનઃ પોતાના હૃદયમાં સ્થાન આપશે! આ મોઢેથી જે પ્રતિજ્ઞા મેં કરી છે, તે કદિ અન્યથા થવાની નથી. કોઇપણ ઉપાયે હું તારા આ શરીરને પ્રાણથી વંચિત કરીશ, તને કોઇપણ રીત્યે ક્ષમા મળશે નહિં. મારા હૃદયની આગ તારા મૃત્યુ સાથેજ શમશે. મારા જીવનનો હવે માત્ર એજ ઉદ્દેશ છે. જો આ તીક્ષ્ણ તરવાર! હું તેટલા માટેજ તે મારા સાથે લાવી છું. તારા માટે હવે મુક્તિ છેજ નહિં" આટલું કહેતાંજ ઘસીટીએ પોતાની ભયંકર તરવાર હુસૈનકુલીખાંનો પ્રાણસંહાર કરવા ઉચકી. તેના સાથેજ તેના મોઢામાંથી વિકટ ચિત્કાર નીકળી પડયો. તે ભયવશ કાપુરૂષ ચીસ પાડી ઉઠયો, "ઘસીટી, મારી રક્ષા કર! મારી રક્ષા કર!! મારો સંહાર ન કર!!!"

આ શબ્દો સાથેજ તેના ઉપર ફરી વળેલું નિદ્રાનું આચ્છું આવરણ દૂર થઇ ગયું. આંખ ખોલી, તેણે જોયું તો ત્યાં કોઇ જોવામાં આવ્યું નહિં. તે પોતાના ઘરમાં એકલો શય્યાપર પડયો હતો. બાજુમાં દીપક પોતાની રોશની ફેલાવી રહ્યો હતો. તેના ચિત્તને કંઇક સ્વસ્થતા પ્રાપ્ત થઇ, પણ તે સમ્પૂર્ણ રીત્યે સ્થિર થઇ શકયું નહિં. ભયાનક સ્વપ્ન જોવાથી તેના હૃદયનો કોપ હજુ શમ્યો નહોતો. તેનું ચિત્ત અસ્થિર હતું. અનેક પ્રકારની ચિન્તાઓ આવી ત્યાં એકત્ર થવા લાગી. તે એટલો બધો ભયભીત બનવા લાગ્યો કે સીમા નહિં!

શય્યાપર પડયાં પડયાં તેના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. પુનઃ નિદ્રા આવી. તેનો આત્મા બાહ્યજ્ઞાનશૂન્ય બની ગયો. શંકા અને ભય સર્વનો નાશ થયો. શાન્તિમયી નિદ્રાદેવીની સુકોમલ ગોદમાં તે થોડીવાર દુઃખ-કષ્ટ સઘળું ભૂલી ગયો.

કિન્તુ ક્ષણવાર પછી તે પુનઃ સ્વપ્ન જોવા લાગ્યો. તેણે જોયું કે તેના મૃતદેહને જનાનામાં નાંખી ફકીરો ચાલ્યા જાય છે. ફકીરોના મોઢામાંથી, "અલ્લાહ્, અલ્લાહ્, મુહમ્મદ," ઇત્યાદિ શબ્દો નીકળી રહ્યા છે. આ સ્વપ્ન જોઇ તેના હૃદયપર પ્રચંડ આઘાત થયો. તે છાતી કૂટી રુદન કરવા લાગ્યો. અલ્પ સમયમાં આ સ્વપ્ન અદૃશ્ય થયું. પુનઃ નૂતન સ્વપ્ન દ્રષ્ટિગોચર થવા લાગ્યું. સિરાજુદ્દૌલાએ તેને ઘેરી લીધો છે. તે તેને અત્યંત તિરસ્કાર અને અપમાનજનક વચનો કહે છે. થોડીવાર આ દ્રશ્ય જોયા પછી જાણે તે તેના સાથે દ્વન્દ યુદ્ધમાં પ્રવૃત્ત થયો હોય, એવો ભાસ થયો. તેને લાગ્યું કે સિરાજુદ્દૌલાએ તેના શરીરપર કાતિલ તેગનો આઘાત કર્યો છે, અને તેથી તેનું શરીર ક્ષત-વિક્ષત થઇ તેમાંથી રુધિર પ્રવાહ વહે છે. આ દ્રશ્ય તેનાથી જોઇ શકાયું નહિં. "અમીના, અમીના! મારી રક્ષા કર મને મારી નાખે છે." એવી કર્ણભેદક ચીસ તે પાડી ઉઠયો. આંખ ઉઘડયા પછી તેણે જોયું કે, નથી રાજમાર્ગ, તેમજ નથી સિરાજુદ્દૌલા! ઘરમાં તે નિર્જન સ્થળે શય્યા ઉપર પડયો છે.

આવી રીતે અનેક પ્રકારની ત્રાસ જનક સ્વપ્ન સૃષ્ટિઓ જોવાથી તેનું ચિત્ત અસ્થિર બની ગયું. નિદ્રા તેને ત્યજી ગઇ. આખી રાત્રિ ચિત્તની આવી અશાન્તિ અનુભવતાં વીતી ગઇ. પ્રાતઃકાલ થયો. અંધકારનો વિલોપ થયો. નિર્જીવ જગત્ સજીવન થયું. પક્ષીઓ

વૃક્ષડાળપર ગેલ કરતાં પ્રાતઃકાલના આવાગમનનાં મંગલ ગીતો ગાવા લાગ્યાં. પ્રાતઃસમીર મન્દ–મન્દ–મૃદુ ગતિથી શરીરમાં નવીન ચેતન દાખલ કરવા લાગ્યો. ઉદ્યાનોમાં તરત ખીલેલાં મધુર પુષ્પો વિમળ સુગંધ પ્રકટાવવા લાગ્યાં અને ભ્રમરો તેના પરાગનું પાન કરી ઇતસ્તતઃ ગુંજન કરવા લાગ્યા. નિશાવસાનથી સર્વ જાગ્રત થયાં. સૃષ્ટિની શાન્તિનો મનુષ્ય કોલાહલથી ભંગ થયો. આ વખતે હુસૈન-કુલીખાંએ પોતાની અશાન્ત શય્યાનો ત્યાગ કર્યો. રાત્રિની ભીષણ સ્વપ્ન સૃષ્ટિઓ–દુર્ઘટનાઓ તેના ચિત્તને આકુલ વ્યાકુલ બનાવવા લાગી. તેને કોઇ વસ્તુ પર રૂચી રહી નહિં. ક્ષણવારમાં સૂર્ય ભગવાનનાં રક્તવર્ણિ પૂર્વાકાશમાં દર્શન થયાં. નવોદિત સૂર્યના કિરણો, જલમાં, પૃથ્વીમાં, વૃક્ષોપર રમ્ય પ્રતિબિંબ પાડવા લાગ્યાં. કમલિની નાથના ઉદયથી સૃષ્ટિ પ્રફુલ્લચિત્ત બની ગઇ, સર્વ સ્થળે મનુષ્ય સૃષ્ટના રવો સંભળાવા લાગ્યા.

દારૂણ ચિન્તાગ્રસ્ત હુસૈનકુલીખાંએ આ સમયે મોતીઝીલ તરફ પ્રયાણ કર્યું. તેનું ચિત્ત આજે અત્યંત અસ્થિર છે. મનમાં મન નથી, દેહમાં પ્રાણ નથી, શરીરમાં બલ નથી, આંખોમાં તેજ નથી. તે કાષ્ટની પુતળી પેઠે ગતિ કરી રહ્યો છે. રાત્રિનાં દુઃસ્વપ્ન સાગરજલ માફક તેના ચિત્તમાં ઉછાળા મારી રહ્યાં છે. આ પ્રમાણે પિડિત હૃદયે થોડે દૂર ગયા પછી, તેને સિરાજદૌલાનું દર્શન થયું. તેને જોતાંજ રાત્રિ સ્વપ્નનું સ્મરણ થયું, હૃદય કંપવા લાગ્યું. કંઠ સૂકાવા લાગ્યો. આગળ વધવાની શક્તિનો તેનામાંથી નાશ થયો.

સિરાજદૌલા એવી રીત્યે કોઇ દિવસ રાજમાર્ગ ઉપર ચાલતો નહોતો. વિશેષતઃ આજે પ્રાતઃકાલ હતો. હુસૈનકુલીખાંમાં ભયનો

સંચાર થયો. સિરાજુદ્દૌલામાં તેને સાક્ષાત્ યમસ્વરુપનો અનુભવ થયો. બન્ને એક બીજાના સામા આવ્યા. સિરાજુદ્દૌલા અત્યાર સુધી તેની માર્ગ પ્રતીક્ષા કરતો હતો. શિકારને સપડાયેલો જોઇ તેનું ચિત્ત ઉન્મત બની ગયું. મુખ નવોદિત સૂર્ય પેઠે રક્ત બની ગયું. આંખોમાંથી અગ્નિના તણખાઓ નીકળવા લાગ્યા. તેને જોતાંજ હુસૈનકુલીખાંને ભાન આવ્યું કે સ્વપ્ન જૂઠું નહોતું.

સાહસ કરી હુસૈનકુલીખાંએ સરી જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સિરાજુદ્દૌલા તેના સામે આવી ઉભો રહ્યો. દંતપક્તિને કકડાવતો તે બોલ્યો, "આગળ વધવાનું સાહસ કરીશ નહિ. મૃત્યુ તેટલું તારા માટે વહેલું નિર્માણ થશે. આજે હું તને કર્મોચિત ફલ આપીશ તેનો તારે અવશ્ય ઉપયોગ કરવો પડશે. નાસી જવાની સબળ ઇચ્છાથી હુસૈનકુલીખાં બે ચાર કદમ આગળ વધ્યો પણ સિરાજુદ્દૌલાએ તેને આગળ વધવા દીધો નહિ ! કમર પરથી તરવાર ખેંચી તે બોલ્યો, "ત્યાંજ ઉભો રહે ! એક ડગલું આગળ ભરીશ તો આ તરવારથી તારા ટૂકડે ટૂકડા કરતાં જરા પણ વિલંબ થશે નહીં ! " ભયગ્રસ્ત હુસૈનકુલી ત્યાંજ ઉભો રહ્યો. ધીમેથી કમ્પિત સ્વરે તે બોલ્યો, "સિરાજ, રાજમાર્ગ ઉપર ઉભા રહી આવાં અપમાન જનક વાક્યો તું મને શા માટે સંભળાવે છે ? મને શા માટે અટકાવે છે ? કોની સાથે કેવો વ્યવહાર ચલાવવો જોઇએ, તે જ્ઞાન શું હજુ સુધી તારામાં નથી આવ્યું ? તને ખબર નથી કે એક વખત હું તારો શિક્ષા ગુરુ હતો. શિષ્યે આવાં કટુ વાક્ય પોતાના ગુરૂને સંભળાવવાં ઉચિત નથી. મેં તને અત્યંત સંભાળ પૂર્વક શિક્ષણ આપ્યું છે. શું તું મને શિક્ષા દાનના બદલામાં આ ઇનામ આપવા માગે છે ? ગુરૂની અવહેલના ! ગુરૂની અવગણના ! તારી બાલબુદ્ધિ દૂર કર અને

મને માર્ગ આપ. તારું આ વર્તન અત્યંત લજ્જાસ્પદ છે."

હુસૈનકુલીનાં વચનોથી સિરાજનો ક્રોધ વિશેષ જ્વલંત થયો. તે વ્યંગમાં બોલ્યો, "હા, અવશ્ય લજ્જાસ્પદ છે. તારા જેવા નીચ પ્રકૃતિના મનુષ્ય પાસે મેં શિક્ષણ લીધું તે માટે મને મારી જાતપર અત્યારે અત્યંત તિરસ્કાર થાય છે. એ વાતનું સ્મરણ કરતાંજ મને મારા પર ધિક્કાર આવે છે. શું તું આથી તારા ગૌરવમાં વૃદ્ધિ થયેલ માને છે. ધિક્કાર છે તને અને ધિક્કાર છે તારા ગૌરવને! તું અત્યંત મૂર્ખ છે કે આમાં તારું ગૌરવ સચવાયેલું જુએ છે. તું પૃથ્વીમાં શું મોઢું લઇ જીવે છે! શું તું એમ જાણે છે કે સિરાજુદ્દૌલા તારા કલંકિત ચરિત્રથી અજ્ઞાન છે? જ્યાં સૂધી હું તારું આ દુષ્ચરિત્ર જાણતો નહોતો ત્યાં સૂધી મારામાં તારા તરફ એક શિક્ષાગુરૂ તરીકેની માન વૃત્તિ હતી પરંતુ હવે તારાં તરફનાં શ્રદ્ધા ભક્તિ જતાં રહ્યાં છે. મને ખાત્રિ થઇ છે કે તારા જેવો પાખંડી, નરાધમ, અને કાફિર આ જગતમાં બીજો કોઇ હશે નહિ."

હુસૈનઃ—સિરાજ, તું શું કહેવા માગે છે? મેં તારું શું બગાડયું છે?

સિરાજઃ—શું બગાડયું છે? ભૂલી ગયો! અરે વિશ્વાસ ઘાતક તારા જેવો નરાધમ આ સૃષ્ટિમાં મળવો મુશ્કેલ છે. જેણે તારો વિશ્વાસ કર્યો તેને તેં સર્વસ્વથા વંચિત કર્યા? આજ તારે તેનું ઉચિત ફલ ભોગવવું પડશે. આજ તને મારા આ કરાલ હાથથી અવશ્ય શિક્ષા સહન કરવી પડશે. આજ હું તને બતાવી આપીશ કે અગ્નિમાં હાથ નાંખવાથી શું પરિણામ આવે છે! કોઇ રીતે હવે તારી મુક્તિ નથી એ નિશ્ચય માન. તારા રક્તથી હું મારા હૃદયની

જ્વાલ શાંત કરીશ, તને યમસદન બતાવી મારા ચિત્તની વ્યથા દૂર કરીશ.

ઉપરોક્ત શબ્દો પુરા થતાંજ સિરાજુદ્દૌલાએ હુસૈનકુલીખાઁ ઉપર તરવારનો પ્રચંડ પ્રહાર કર્યો. એકજ પ્રહારથી હુસૈનકુલીખાઁનું શરીર કદલીવૃક્ષ પેઠે બે ભાગમાં જમીન પર તુટી પડયું અને તેમાંથી રક્તસ્રોત વહેવા લાગ્યો. તેની આંખો આ જીવનમાં હમ્મેશ માટે બંધ થઇ ! પર સ્ત્રી સાથે નિંદનીય વ્યવહાર રાખવાનું કેવું ભયંકર અને દુઃખદ પરિણામ આવે છે તેનું હુસૈનકુલીખાઁ બોધદાયક દ્રષ્ટાંત છે.

હુસૈનકુલીખાઁનો સંહાર કરવાથી સિરાજુદ્દૌલાની હૃદય વ્યથા શાંત થઇ નહિં. તેણે અનુચરોને બોલાવી આદેશ પુર્વક આજ્ઞા આપીઃ—" હુસૈનકુલીના આ ખંડિત દેહને હાથીની પીઠ પર બાંધી આખા નગરમાં ફેરવો અને સમસ્ત પ્રજાને જાહેર કરો કે હુસૈન-કુલીની તેના દુષ્કર્મના દંડ તરીકે સિરાજુદ્દૌલાએ આ સ્થિતિ કરી છે. તેના આદેશનું કોણ ઉલ્લંઘન કરી શકે ? આજ્ઞાનુસાર ભૃત્યોએ ઉચિત વર્તન કર્યું. હુસૈનકુલીખાઁના મૃતદેહને હાથીની પીઠ પર બાંધી રાજમાર્ગપર લઇ જવામાં આવ્યો. યુવરાજની પ્રતિજ્ઞા પુર્ણ થઇ. નવાબ મહિષીનો ઉદ્દેશ સિદ્ધ થયો. કુટુંબ કલંક ભૂગર્ભમાં રહ્યું.

હુસૈનકુલીખાઁની હત્યાની વાત મુર્શિદાબાદ, નગર, ગામ, શહે-રોમાં ફેલાઇ ગઇ. જે સાંભળતા તે આ બીભત્સ હત્યાકાંડની વાત સાંભળી કંપતાં. અનેક પ્રકારે આ ઘટનાની આલોચના કરવામાં આવી. સિરાજને " ઘોર દુર્દાન્ત નૃશંસ " ના ઉપનામથી સંબોધ-વામાં આવ્યો, પરંતુ તેમ થવાનું વાસ્તવિક કારણ શું હતું તે કોઇ જાણી શકયું નહિ. સત્ય બીના અંધકારમાંજ રહી હુસૈનકુલીખાઁના

સમાચાર સાંભળી રાજા રાજવલ્લભના ભયની સીમા રહી નહિ! તે હુસૈનકુલીખાંનો દુઃખદાયક અંત સાંભળી, પોતાની ભવિષ્યની સ્થિતિનો વિચાર કરી આકુળ વ્યાકુળ બનવા લાગ્યો. અમીનાએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેના હૃદય પર અસહ્ય આઘાત થયો. શોક અને દુઃખથી તેનું હૃદય વિદીર્ણ થઇ જવા લાગ્યું, પરંતુ તેનો પુત્રજ આ શોકનું કારણ હોવાથી વેર લેવાની તેની તીવ્ર આકાંક્ષાને ઉત્તેજન મળી શકયું નહિ. અન્ય કોઇ હોત તો અમીના કદિ શાન્ત થાત નહિ, પરંતુ પુત્ર ગમે તેટલું દુઃખ દે, ગમે તેટલું નુકશાન કરે, તેનો બદલો પુત્રવત્સલા જનની શી રીતે લઇ શકે? અમીનાબેગમે આથી નિરુપાય બની આ દારૂણ શોકતાપ, ભીષણ મર્મ વેદનાને હૃદયમાંજ છૂપાવી રાખ્યાં. તેનો પ્રકાશ થઇ શકયો નહિ તેમજ તેને માટે કંઇ પ્રવૃત્તિ થઈ શકી નહિં.

## પરિચ્છેદ ૧૦.

## સંધ્યાકાળનાં ચિત્રો.

નવાબ અલીવર્દીખાં રોગગ્રસ્ત છે ઉદરરોગથી પીડિત છે. હવે આશા નથી કે તે પુનઃ સ્વસ્થતા પ્રાપ્ત કરે મરાઠાઓ સાથે હમેશને માટે સંધિ થયો, એ વાત સત્ય છે, પરંતુ તે ઘટના તેના કાલરૂપ નીવડી. મરાઠાઓના દમન અર્થે નવાબને એક શહેરથી બીજે શહેર જવું પડયું હતું. યુદ્ધ વિગ્રહમાં તેને અહર્નિશ પ્રવૃત્ત રહેવું પડતું હતું. તેનું હૃદય તે વખતે રાત્રિ દિવસ ચિન્તામાં રહેતું. મરાઠાઓનાં આક્રમણને લીધે તેને કવચિત્ કદાચિત્ પાન—વિપાન વિના

બીજા ગામ તરફ કુચ કરવી પડતી. આના પરિણામે તેનું સ્વાસ્થ્ય બગડયું. વિશેષતઃ ઉદર રોગ પીડવા લાગ્યો. બલ વીર્ય, વીરત્વનો ક્રમશઃ લોપ થવા માંડયો. દિવસો વીતતા ચાલ્યા તેમ જીવન આશા દુર્લભ જણાવા લાગી. હકીમ વૈદ્યના પ્રયત્નો નિષ્ફળ જણાવા લાગ્યા. રોગે ભયંકર રૂપ પકડયું, સઘળાના ચિત્તમાં નવાબના જીવન સંબંધી નિરાશા પ્રસરવા લાગી.

વિજ્ઞ દીર્ઘદર્શી નવાબે જોયું કે મૃત્યુ હવે નજીક છે. તે સમજી ગયો હતો કે પથારીમાંથી ઉઠવાની આશા નથી. આથી તેના હૃદયમાં તેના પોતાના જીવનની ચિન્તા માટે સ્થાન નહોતું, પરંતુ એક બીજી ચિન્તાએ–સિરાજુદ્દૌલાની ચિન્તાએ તેનું ચિત્ત અસ્થિર કરી મુકયું હતું. મૃત્યુ શય્યા ઉપર પડયાં પડયાં પણ નવાબના ચિત્તમાં સ્નેહાધાર સિરાજુદ્દૌલા સંબંધી અસંખ્ય વિચાર સૃષ્ટિઓ રચાતી હતી. પરિણામે તેનું મન અત્યંત વ્યગ્ર બન્યું. આજ સુધી તેણે સિરાજુદ્દૌલાને બાલકવત્ માની કંઇ ઉપદેશ કર્યો નહોતો. સિરાજ જો કંઇ કુકૃત્ય કરતો તો તેને ઉપાલંભ રૂપે કંઇ કહેવું તો એક બાજુ રહ્યું, પરંતુ તે વાત એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખતો. આ ઉપરાંત રાજ્યશાસનમાં તે ચાતુર્ય–કૌશલ્ય દાખવે, એ પરત્વે પણ નવાબે ઓછું લક્ષ આપ્યું હતું. તે વખતે તે આશ્વાસન લેતો કે સિરાજુદ્દૌલા ચંચલ બુદ્ધિનો બાળક છે. તેણે તેને કોઇ પણ પ્રકારનો સદુપદેશ કર્યો નહોતો તે માનતો હતો કે જેમ જેમ તે ઉમર લાયક થતો જશે તેમ તેમ તેનામાં ડહાપણ બુદ્ધિ આવતાં જશે, અને તેની જે કાંઇ ખામીઓ છે, તે ઢંકાઇ જશે. પરંતુ આ વખતે પોતાને મૃત્યુ શય્યા ઉપર પડેલ જોઇ, સિરાજ

તરફ લક્ષ કરતાં તેનું હૃદય ચિન્તા ગ્રસ્ત બનવા લાગ્યું, અને સર્વદા સિરાજને પોતાના સમીપ રાખી ઉપદેશાત્મક વચનોથી તેનું હૃદય ભરવા લાગ્યો. સિરાજુદ્દૌલા સમજતો હતો કે તેના માતામહ ચિરંકાલ જીવંત રહેવાના છે. તેણે પોતાના બાહુબલથી દુર્જય મૃત્યુને પણ પરાધીન બનાવ્યું છે, પછી તેને ચિન્તા શા માટે હોવી જોઈએ! જ્યાં સુધી માતામહ વિદ્યમાન છે ત્યાં બંગાલ, બિહાર, ઓરિસા તરફ દ્રષ્ટિપાત કરવાનું કોનામાં સામર્થ્ય છે? આથી તે હીનબુદ્ધિએ આમોદ પ્રમોદ શિવાય બીજો કશો વિચાર કર્યો નહોતો, અને પોતાને સ્વાભાવિક આવા દુર્લભ ઉપભોગ પ્રાપ્ત થયા છે, એમ માની રાત્રિ દિવસ વિલાસ વૈભવમાં નિમગ્ન રહેતો હતો.

આવી ભ્રમાત્મક ધારણામાં લુબ્ધ બની પૃથ્વીને કામદુગ્ધા સમજી તે તેનું સેવન કરતો હતો, અને સર્વને તૃણવત્ માનતો હતો. અહંકારને ઐશ્વર્ય પૂર્ણ તેના આત્માને સર્વ તરફ ઘૃણાથી જોવાની ટેવ પડી હતી. તે પ્રતિષ્ઠિત જનોને અનુચિત વાક્યો સંભળાવતો હતો— અયુક્ત આચરણો કરતો હતો. પરંતુ તેણે જ્યારે મૃત્યુને પોતાનો પ્રબળ દંડ લઇ નવાબ ઉપર આક્રમણ કરતું જોયું ત્યારે તેનું ભ્રમિત મગજ ઠેકાણે આવ્યું. હૃદયમાં પ્રબળ વાવાઝોડું ઉઠયું. અને તેમાં સર્વ દિશાનો લોપ થતો જોયો. તેનાં જ્ઞાન ચક્ષુ ઉઘડી ગયાં. પરંતુ હવે તે શું કરે! ભવિષ્યના અતર્ક્ય લેખો તેને વાંચવાના હતા. પળવાર તે ડાહ્યો બની ગયો. રોગીષ્ટ નવાબ પાસે બેસી તેનાં ઉપદેશ—બોધ ઝીલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અલીવર્દીખાંને ખબર હતી કે સિરાજુદ્દૌલા વિપુલ પ્રમાણમાં મદ્યપાન કરે છે. મુસલ્માનો માટે મદ્યપાનનો નિષેધ ગણવામાં આવ્યો છે. વિશેષતઃ રાજાઓ માટે

માદક દ્રવ્યો અગ્રાહ્ય ગણવામાં આવ્યાં છે. મનુષ્યને વિનાશની સીમા ઉપર લાવવા માટે, અસત્ય પથપર ચડાવવા માટે, વારુણીથી અધિક કાર્ય કોણ કરી શકે તેમ છે? સિરાજુદ્દૌલાનું ચિત્ત આ વસ્તુ તરફથી જ્યાંસુધી વાળવામાં નહિ આવે ત્યાંસુધી તેના મંગલનો સંભવ નથી એમ માની વયોવૃદ્ધ-પ્રવીણ નવાબે સિરાજને પ્રથમ મદ્યપાન ત્યાગ કરવાનો ઉપદેશ કરવાનું કાર્ય હાથ ધર્યું.

જે કાર્ય બળથી ન બની શકે, તે કળથી બહુધા બન્યાં છે. એક સમયે જે કાર્યમાંથી ઉપયુક્ત ફળની પ્રાપ્તિ થતી નથી, તે જ કાર્યમાંથી અન્ય પ્રસંગે કળવડે ઇચ્છિત ફળ મળે છે. આથી દીર્ઘદર્શી નવાબ સિરાજને મદ્યપાન વિરુદ્ધ ઉપદેશ કરવાના સમયની પ્રતિક્ષા કરવા લાગ્યો-એક સમયે ઉત્તમ પ્રસંગ મળેલ જોઇ પોતાની શય્યા પાસે બેઠેલા સિરાજદ્દૌલાને એકલો જોઇ તેણે કહ્યું, 'સિરાજ, મને કાલ-વ્યાધિએ ઘેરી લીધો છે. હું બેઠો થઉં તેવી મને આશા નથી. હવે થોડા વખતમાં હું આ સંસારનો ત્યાગ કરી જઇશ.'

સિરાજે આંખોમાં આંસુ લાવી કહ્યું, "વડીલશ્રી, આપ શા માટે એવું બોલો છો" આપનો રોગ એવો અસાધ્ય નથી કે જેથી તમે જીવન-આશા ત્યાગી દ્યો!"

**અલી:**—ભાઇ! તારા પેઠે યુવાન વય હોય તો હું આરોગ્ય પુનઃ મેળવવાની આશા રાખું, એ સ્વાભાવિક છે. પરંતુ મારી ઉમ્મર હવે વૃદ્ધ થઇ છે. ઉદર-રોગથી પીડિત વૃદ્ધ મનુષ્યો બહુધા મૃત્યુને શરણે જાય છે. જેનો જન્મ છે તેનો નાશ અવશ્ય છે. આથી મને લેશ પણ મૃત્યુની બીતિ નથી. હું શાન્ત ચિત્તે મૃત્યુની રાહ જોઉં

છું. આ વખતે મારા હૃદયમાં ચિન્તા હોય તો માત્ર તારીજ઼. માત્ર તું મારૂં એક વચન માન્ય રાખ કે જેથી હું સુખે મારી ક્યામતને તાબે થાઉં. તું બંગાલ, બિહાર, ઓરીસાની ગાદીપર બેસી પ્રજા-પાલન અને રાજ્યશાસન કરવાનું ગહન કર્ત્તવ્ય બજાવી શકીશ કે નહિં, તેની પણ મને તોજ ખાત્રિ થાય.

સિરાઃ—એવી શી માગણી કરવા માગો છો, વડીલશ્રી!

અલીઃ—ત્યારે પ્રથમ પ્રતિજ્ઞા કર કે, જે કાર્ય કરવાની હું તને મના કરું, તે પ્રમાણે તું વર્તીશ.

સિરાજઃ—વડિલશ્રી, આજ્ઞા કરો! આપ કહો તેવી અડગ પ્રતિજ્ઞા કરવા હું તૈયાર છું!

અલીઃ—સિરાજ, મુસલ્માનો માટે કુરાન જેવું વિશ્વસનીય પુસ્તક અન્ય કોઇ નથી. તું તેનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરીશ?

સિરાજ વિષાદમય હાસ્ય કરી બોલ્યો, "વડિલશ્રી, શા માટે નહિં? હું કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરું છું કે આપ જે કાર્ય કરવાનું મને ફરમાવશો, તે પ્રાણાંતે પણ હું કરીશ."

અલીઃ—સિરાજ, ખૂબ વિચાર કરી સોગન ખા! નહિં તો અંતમાં ધર્મપંથથી પતિત બની, લોકોના દારુણ તિરસ્કારને પાત્ર થઇશ.

સિરાજઃ—વડિલશ્રી, વૃથા સંદેહ શામાટે આણો છો? યદિ સિરાજુદ્દૌલાએ આપના વંશમાં જન્મ લીધો ન હોત તો અત્યારે આપનો સંદેહ ઉચિત હતો.

અલીઃ—સિરાજ, મને તારો સમ્પૂર્ણ વિશ્વાસ છે.

સિરાજઃ—ત્યારે કહો, આપના સાન્તવન માટે મારે શું કરવું પડશે ?

અલીઃ—સિરાજ, કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કર કે આજથી દારૂ પીવો નહિં એટલુંજ નહિં પરંતુ તેનો સ્પર્શ પણ કરવો નહિ.

સિરાજના હૃદયમાં આઘાત થયો. કૃત્રિમ ગાંભીર્ય ધારણ કરી તે બોલ્યો, "વડિલશ્રી, આવી એક સામાન્ય બાબત માટે આપ આટલા બધા ચિન્તાગ્રસ્ત હતા ! યદિ હું શરાબનો ત્યાગ કરું તેથી આપને નિશ્ચિંતતા પ્રાપ્ત થતી હોય તો હું આપણા પવિત્ર ધર્મગ્રંથ કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરું છું કે, આ જીવન રહેતાં દારુ કદિ પીશ નહિં તેમજ તેને અડકીશ નહિ. જો હું આ પ્રતિજ્ઞા તોડું તો આ જન્મ નહિં પણ દરેક જન્મમાં દુઃખનો ભોક્તા થાઉં—કંગાલ બની જીવન વ્યતીત કરું !"

સિરાજુદૌલાની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી, નવાબને અવસાનકાળે સાન્તવન મળ્યું. તેના મુખ ઉપર પ્રસન્નતાની છાયા તરી આવી. તેણે કહ્યું, "ભાઇ સિરાજ ! તારી પ્રતિજ્ઞાથી મને સ્વસ્થતા પ્રાપ્ત થાય છે. હવે હું સમ્પૂર્ણ શાન્તિથી મૃત્યુને ભેટીશ. પરંતુ ખૂબ યાદ રાખજે કે જો આ પ્રતિજ્ઞાનું તું ઉલ્લંઘન કરીશ તો તારો દહાડો અવશ્ય બદલાઇ જશે." વડિલશ્રી, ચિન્તાનો સર્વથા ત્યાગ કરો. જો હું જૈનુદ્દિનનો પુત્ર હઇશ તો પ્રતિજ્ઞા તો શું, પણ આ મુખમાંથી જે એક વખત શબ્દો નીકળ્યા છે તેનું પ્રાણાંતે પાલન કરીશ." સિરાજે દૃઢતાથી કહ્યું.

અલીવર્દીખાંએ તેના કપોલ પ્રદેશે પોતાનો માયાળુ હાથ

ફેરવી કહ્યું, "સિરાજ, તેં આજ મારા ચિત્તનું સાન્તવન કર્યું છે. હું આશીર્વાદ આપું છું કે, યાવજ્જીવન સુખશાંતિમાં તારો કાલક્ષેપ થાય અને દિલ્હી સમાન વિશાળ સામ્રાજ્યનો માલિક બની તને ઇચ્છિત યશ–કીર્તિ પ્રાપ્ત થાવ!"

સિરાજુદ્દૌલાએ મ્લાન મુખે દુઃખિત સ્વરે કહ્યું, "વડિલશ્રી, સિરાજુદ્દૌલાને આ આશા દુરાશાવત્ જણાય છે. દિલ્હીનાં સિંહાસનની પ્રાપ્તિ એ મહત્વાકાંક્ષા છે પરંતુ અત્યારે તો મને બંગાલ, બિહાર, ઓરીસાનું રાજ ચલાવવું મુશ્કેલ લાગે છે. મારા ભાગ્યમાં તેટલું પણ સર્વદા અચળ રહે, તેના માટે મને સંદેહ છે."

અલીઃ—સિરાજ, આ સમયે તું મારો ઉત્તરાધિકારી છો. તું મારો યુવરાજ છે. તારા માર્ગમાં કોઇ વિઘ્ન નાખી શકશે નહિં.

સિરાજુદ્દૌલાએ વિષાદપૂર્ણ ભાવે કહ્યું, "વડિલશ્રી જ્યાં સુધી આપ વિદ્યમાન છો ત્યાં સુધી મને કિંચિત્ આશંકા નથી, પરંતુ આપના મૃત્યુ પછી મને મારો માર્ગ અત્યંત ભયંકર જણાય છે." અલીવર્દીખાઁએ વ્યગ્ર બની પૂછયું, "સિરાજ, તું આવાં વચનો શા માટે ઉચ્ચારે છે! નિરાશ શા માટે બને છે? શું તું એમ માને છે કે મેં કોઇ અન્ય પુરૂષને ઉત્તરાધિકારી તરીકે નિર્માણ કર્યો છે?"

સિરાજઃ—વડિલશ્રી, મેં એવા વિચારને કદાપિ મારા ચિત્તમાં સ્થાન આપ્યું નથી. આપે અત્યંત સ્નેહ અને પ્રેમથી મને ઉછેરી મોટો કર્યો છે, અને છેવટે તેના પરિણામે આપ મુર્શિદાબાદની ગાદીનો કોઇ અન્યને ભોક્તા કરો, એવું સ્વપ્ન પણ મને આવ્યું નથી.

અલીઃ—ત્યારે પછી તું નિરાશ શા માટે થાય છે?

સિરાજઃ—વડિલશ્રી, મને જણાય છે કે આ સૃષ્ટમાં આપના શિવાય મારું ભલું ઇચ્છનાર બીજું કોઇ નથી. આથી મને ભવિષ્યનો માર્ગ અત્યંત વિકટ જણાય છે.

અલીઃ—પરંતુ તેનો અર્થ એવો થતો નથી કે રાજસિંહાસન તને નહિં મળે.

સિરાજઃ—વડિલશ્રી, આપની કૃપાના પ્રતાપે લોકોનાં હૃદય જાણી લેવાની સિરાજુદૌલામાં કુશાગ્ર બુદ્ધિ છે. મનુષ્યનાં પ્રકૃતિ, વિચાર હું તેના પહેલવહેલા સહવાસથીજ જાણી શકું છું. આપના સઘળા મંત્રીઓ અને કર્મચારીઓ મારા પ્રતિસ્પર્ધીઓ, વિદ્વેષી છે. ઉપરથી તે લોકો સભ્યતા, સરલતા, પ્રભુ–ભક્તિ દાખવે છે, પરંતુ વાસ્તવિક તેઓનાં હૃદય હલાહલથી ભરેલાં છે. આપ મૃત્યુ શય્યાપર પડયા છો, એ જોઇ તેઓ ગુપ્ત રીત્યે એકત્ર થાય છે. અને ભવિષ્યમાં હું રાજપદચ્યૂત થાઉં તેવું ભીષણ ષડ્યંત્ર રચી રહ્યા છે, પ્રાયઃપ્રતિદિન–રાત્રિ હમણાં તેઓ અરસ્પરસ આજ મંત્રણા કરી રહ્યા છે કે આપના મૃત્યુ પછી સિંહાસન ઉપર કોણ બેસશે. તેઓ ભયંકર કાવત્રું રચી રહ્યા છે. વસ્તુસ્થિતિ આવી છે ત્યાં શી રીત્યે હું રાજ્ય પ્રાપ્તિની આશા રાખું !

અલીઃ—આ કાવત્રાંનો પ્રધાન કોણ છે ? અને તેઓએ મળવાનું સ્થળ કયુ નિયત કર્યું છે ?

સિરાજઃ—તેનો પ્રધાન નેતા રાજવલ્લભ છે અને તેઓ સઘળા મોતીઝીલમાં એકત્ર થાય છે.

અલીઃ—તે લોકો કોને સિંહાસન પર બેસાડવા માગે છે ?

સિરાજઃ—કાકા નવાજિશ મુહમ્મદને !

આ સાંભળી નવાબ અલીવર્દીખાં અત્યંત દુખિત થયો. મંત્રીઓ અને પ્રજાજનના આ ગુપ્ત વ્યહવારથી તેને અત્યંત કષ્ટ થયું. દુઃખમાં તે સોચ કરવા લાગ્યો, "અરે મનુષ્ય કેવાં સ્વાર્થી છે! તેઓ કેવાં ભયંકર થઇ શકે છે! તે લોકો પોતાનો મતલબ સાધવા મૌખિક અનુરાગ અને સરલતા બતાવવાનું અને હ્રદયમાં હલાહલ ધારણ કરવાનું પાપીષ્ટ આચરણ કરતા અચકતા નથી! ખરેખર જ્યાં સુધી આપણાં સૌભાગ્ય, બલ, વિક્રમ અમ્મર હોય છે ત્યાં સુધી જગત્ આપણું છે. આથમતાંઓ ઉપર નિર્બલ પણ પ્રહાર કરવાને તૈયાર થાય છે. અરે વિચિત્ર માનવ પ્રકૃતિ વિશ્વાસોચિત નથી!"

દુઃખ અને શોકથી નવાબનું ચિત્ત વિશેષ હતાશ બન્યું. એક તો રોગની દારૂણયાતનાથી તેને અસહ્ય વેદના થતી હતી તેમાં આ મર્મદાહક અગ્નિનો પ્રવેશ થયો. સ્નેહાધાર સિરાજુદૌલાનાં ભવિષ્યનાં ચિત્રો જોઇ તેને અસહ્ય પીડા થવા લાગી; તેણે નેત્રો બંધ કર્યાં અને ઇશ્વર સ્મરણ કરવા લાગ્યો.

---

## પરિચ્છેદ ૧૧.

### રાજા રાજવલ્લભ.

કંટક દૂર થયો! શત્રુનો નાશ થયો! સિરાજુદૌલાના સિંહાસનનો પ્રતિદ્વંદી હવે કોઇ નથી. જે એક પ્રતિસ્પર્ધી હતો ને આકસ્મિક રીત્યે મૃત્યુ પામ્યો. નવાજિશ મુહમ્મદ એકાએક રોગ-અસ્ત થયો અને મરણ પામ્યો. હવે સિરાજુદૌલાને શાનો ભય રહે?

નવાજિશ મુહમ્મદનું મૃત્યુ થયું એ બીના સત્ય છે. પરંતુ સિરાજુદૌલાનો પ્રધાન શત્રુ રાજા રાજવલ્લભ જ્યાં સુધી વિદ્યમાન હોય, ત્યાં સુધી એ નિશ્ચિન્ત રહી શકે તેમ નહોતું. તે માતા મહ પાસે બેસી રાજવલ્લભ વિરૂદ્ધ અનેક પ્રકારની પરિસ્થિતિ ઉપસ્થિત કરવા લાગ્યો. સિરાજુદૌલા સમજી ગયો હતો કે યદિ આ સંસારમાં તેનો કોઇ શત્રુ હોય. સિંહાસન પર પદ–અર્પણ, કરવાના તેના માર્ગમાં કોઇ પણ કંટક હોય તો તે રાજા રાજવલ્લભ છે. રાજા રાજવલ્લભને પણ સારી રીત્યે જ્ઞાત હતું કે પ્રસંગ મળતાં સિરાજુદૌલા અવસ્ય તેનાં ધન–પ્રાણ–કુલ–મર્યાદા સર્વનો નાશ કરશે. આથી આ બન્ને એક બીજા તરફ દ્વેષીય: દ્રષ્ટિથી જોતા હતા. અને કોઇ પણ રીત્યે એક બીજાને ક્ષતિપહોંચે તેવા પ્રયત્નો કરતા હતા. જે દિવસે નવાજિશ મુહમ્મદનું મૃત્યુ થયું અને તેના મૃત દેહને મોતીઝીલની મસજિદમાં દફનાવવામાં આવ્યો તે દિવસે રાજા રાજવલ્લભે નિશ્ચય કર્યો કે નવાબના મૃત્યુ પછી સિરાજઉદૌલા વિના વિલંબે તેને જડમૂળથી ઉખેડી નાંખશે.

આથી રાજા રાજવલ્લભ પહેલેથીજ સાવધ બન્યો. તેને ખાત્રિ હતી કે નવાબના મૃત્યુ પછી સિરાજુદૌલા ગાદીપર બેસશે અને સર્વત્ર તેના અધિકારનું સામ્રાજ્ય ફેલાશે. આમ છતાં તે ગુપ્ત રીત્યે એવા પ્રયત્નો કરવા લાગ્યો કે જેથી સિરાજુદૌલા મુર્શિદાબાદની ગાદીથી વંચિત રહે અને તેનું ખરૂં સ્વામીત્વ ઇકરામુદૌલાના શિશુપુત્રને પ્રાપ્ત થાય. તે ચોતરફ એ સિદ્ધાન્તનો પ્રચાર કરવા લાગ્યો કે નવાબના મૃત્યુ પશ્ચાત સિરાજુદૌલાને મુર્શિદાબાદની ગાદી પર બેસવાનો કોઇ હક નથી. ગાદી પર બેસવાનો વાસ્ત-

વિકલ્પ ઇકરામુદ્દૌલાના પુત્રનો છે.

રાજા રાજવલ્લભનો એ આશય હતો કે ઇકરામુદ્દૌલાના પુત્રને ગાદી પર બેસાડી, ઘસીટી બેગમને રાજમાતાનું પદ આપવું અને બંગાલ–બિહાર, ઓરીસાની વજીરાત હાથ કરવી. આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે તે ગુપ્ત રીત્યે મોતીઝીલમાં લશ્કર એકત્ર કરવા લાગ્યો, અને સિરાજુદ્દૌલા ગાદીપર ન બેસી શકે, તેવાં વ્યવહારિક પગલાં લેવાં શરૂ કર્યાં. પ્રજાજનો પણ રાજા રાજવલ્લભ પોતાનો આ આશય સિદ્ધ કરી શકશે કે નહિ, તે સંબંધી જરા પણ વિચાર કર્યા વિના આંખો મીંચી તેના પક્ષમાં જોડાવા લાગ્યા.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે ઢાકાનો શાસનભાર નવાજિશ મુહમ્મદ ઉપર રાખવામાં આવ્યો હતો અને તે અત્યંત વિલાસી-હોવાથી કોઇ કામ તરફ લક્ષ આપતો નહોતો તેમજ રાજ્યમાં શું અંધાધુની ચાલી રહી છે. તે વિચારતો નહિ. તે સર્વદા મુર્શીદા-બાદમાં આવી મોતિઝીલમાં રહેતો. રાજા રાજવલ્લભ તેનો વિશ્વાસુ મંત્રી હતો, અને તેથી તેણે વાસ્તવિક રીત્યે ઢાકાનો સઘળો શાસન ભાર રાજા રાજવલ્લભ ઉપર નાંખ્યો હતો.

આ વખતે ઉચિત સમય જાણી રાજા રાજવલ્લભે પોતાની અને ઘસીટી બેગમની ધનસંપત્તિને સુરક્ષિત સ્થળે રાખવાનો વિચાર કર્યો. યદ્યપિ ગુપ્ત રીત્યે તે ગાદી સિરાજુદ્દૌલાના ભાગે ન જાય એવા સબળ પ્રયત્ન કરતો હતો, પરંતુ પરિણામ કદાપિ અણધાર્યું આવે તેથી પોતાની તેમજ ઘસીટી બેગમની સર્વ ધન સંપત્તિ સંબંધી યોગ્ય પ્રબંધ કરવો જોઇએ, એવું ધારી તેણે પોતાના

પુત્ર કૃષ્ણવલ્લભ ઉપર એક પત્ર લખ્યો. પત્રનો આશય નીચે પ્રમાણે હતો.

" વત્સ કૃષ્ણવલ્લભ,

" આ પત્રથી હું તને સાવધ બનવાની ચેતવણી આપું છું.
" હવે નિશ્ચિંત બેસી રહેવું ઉચિત નથી. જે વખત જાય છે તેની
" અંદર અસાવધ બની બેસી રહેવાથી, જે કંઇ આપણા પાસે
" છે, તે પણ ગુમાવી બેસશું. ધનસંપત્તિને નિરાપદ બનાવવી એ
" અત્યારે આપણા માટે અત્યંત આવશ્યક છે. નવાબ અલીવર્દીખાઁ-
" ની જીવનઆશા દુર્લભ છે, તેની આયુઃ ની ઘટિકા પૂર્ણ થઇ
" રહી છે. નવાબનો ઉત્તરાધિકારી સિરાજુદૌલા છે, પરંતુ હું એવી
" પ્રવૃત્તિ કરી રહ્યો છું કે જેથી ઇકરામુદૌલાનો પુત્ર ગાદી પર
" બેસે. યશ મળવો એ ઇશ્વરી સંકેત હોય તોજ બની શકે છે,
" તેટલા માટે ધન–સંપત્તિ અને પરિવારનું રક્ષણ કરવાને આપણે
" પ્રથમ તત્પર રહેવું જોઇએ. તું તે સર્વને લઇને કલકત્તામાં
" નિવાસ કર એવી મારી આજ્ઞા છે. હું એવી યોજના કરીશ કે
" જેથી તમે ત્યાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના આશ્રયમાં નિશ્ચિત રહી
" શકો. અંગ્રેજ વ્યાપારીઓ સાથે આપણને ઘણો સારો સંબંધ
" છે. તેઓ તરફથી આશંકા લાવવાનું કંઇ કારણ નથી. આથી
" આ પત્ર વાંચી હવે કંઇ પણ વિલંબ કર્યા વગર કલકત્તા તરફ
" પ્રયાણ કરજે, પ્રયાણની વાત અત્યંત ગુપ્ત રહેવી જોઇએ.
" ઇસ્ટ ઇન્ડિઆ કંપની આશ્રય માગનારનું હમ્મેશાં રક્ષણ કરે છે.

રાજવલ્લભ. "

પોતાના પુત્રને આ પ્રમાણે પત્ર લખી રાજવલ્લભ નિશ્ચિંત બની ગયો, એમ સમજવાનું નથી. તે કુંપનીની કાસિમ બાજારની કોઠીના અધ્યક્ષ વાટસ્ સાહેબને મલ્યો, કે જેથી કલકત્તાની ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનો આશ્રય સરળતાથી મેળવી શકાય. મી. વાટસ્ રાજા રાજવલ્લભને પોતાને ત્યાં આવતો જોઇ પોતાને અત્યંત માન મળેલ સમજ્યો. અપૂર્વ આદરપૂર્વક તેણે તેનો સત્કાર કર્યો. રાજા રાજવલ્લભ અત્યંત ચતુર પુરૂષ હતો. તેણે તેના સત્કારનો સ્વીકાર કરતાં કહ્યું; " હું આપને મળવાને આવ્યો છું. " મી. વાટસે અત્યંત પ્રસન્ન થઇ જવાબ આપ્યો, " આપની મારા ઉપર તેટલી વિશેષ કૃપા છે. હું આપની આ ઉદારતા માટે આપનો રૂણી છું."

રાજવલ્લભઃ—આપને મળવાનું ઘણા વખત થયાં ચિન્તવન થાય છે. સદૈવ આપને મળવાની અભિલાષા રહે છે, પરંતુ કામનો બોજો વિશેષ હોવાથી સમય મળી શકતો નહોતો. વિશેષતઃ જ્યાં સુધી ઇકરામુદ્દૌલાના પુત્રને મુર્શિદાબાદના સિંહાસનપર બેસાડવામાં ફત્તેહમંદ ન થાઉં, ત્યાં સુધી હું શી રીત્યે નિશ્ચિંત બની શકું !

વાટસ:—ડાકટર ફોર્થના કહેવાથી જણાય છે કે નવાબ ઝાઝા દહાડા કહાડી શકશે નહિં.

રાજવલ્લભઃ—જ્યારે હકીમોને આશા જણાતી નથી, ત્યારે નવાબ જીવન—આશાથી હતાશ બને એ સ્વાભાવિક છે. રોગની ક્રમશઃ વૃદ્ધિ થતી જાય છે, અને નિશ્ચયપૂર્વક એમ સમજાય છે કે થોડા વખતમાં નવાબને આ સંસારનો ત્યાગ કરવો પડશે.

વાટસ:—નવાબના મૃત્યુ પછી તમે માનો છો કે કદાચ યુદ્ધના સંજોગો ઉપસ્થિત થાય ?

રાજવલ્લભઃ—અવશ્ય તેમ બનશે, કારણ કે સિરાજુદૌલા સહજમાં ગાદી ઉપરથી પોતાનો હક ઉઠાવી લે તેમ નથી. તે નિશ્ચય યુદ્ધ કરશે.

વાટસ:—કદાચ યુદ્ધ થાય, તો આપ તેમ કરવા તૈયાર છો!

રાજવલ્લભઃ—એક રીત્યે તૈયાર છું પરંતુ જ્યાં સૂધી નવાબ વિદ્યમાન છે ત્યાં સૂધી યુદ્ધને અવકાશ નથી, તેમજ યુદ્ધ થઇ શકે નહિ.

વાટસ:—હા, એ તમારી ફરજ છે. નહિ તો નવાબની વિરૂદ્ધ અસ્ત્રધારણ કરવાં જોઇએ.

રાજવલ્લભઃ—તેટલા માટે હું મૌન ધારણ કરી બેઠો છું. પરંતુ મારો એ નિશ્ચય છે કે, મુર્શિદાબાદની ગાદી સિરાજુદૌલાને ન મળવી જોઇએ. સિરાજ જેવા અત્યાચારી પુરૂષને ગાદીથી વંચિત કરી ઇકરામુદૌલાના પુત્રને હું સિંહાસનપર બેસાડવા માંગુ છું. મારા આ હેતુને સિદ્ધ કરવા હું કશી ન્યૂનતા રાખીશ નહિ.

વાટસ:—સાંભળવામાં આવ્યું છે કે નવાબે સિરાજુદૌલાને પોતાના ઉત્તરાધિકારી તરીકે સ્થિર કર્યો છે.

રાજવલ્લભઃ—નવાબની ઇચ્છા એવી છે કે, તેના મૃત્યુ પછી સિરાજુદૌલાનો અભિષેક થાય. પરંતુ તેના જેવા સ્વેચ્છાચારી અને દુર્જનને રાજ્યાધિકાર પ્રાપ્ત થશે પછી અત્યાચારની સીમા રહેશે નહિં. તેના જેવો નૃશંસ મેં બીજો કોઇ સાંભળ્યો નથી. તે દિવસે તેણે કંઇ કારણ વિના નિર્દોષ હુસૈનકુલીખાંનો ઘાત કર્યો. હજુ તો તે ગાદી પર બેઠો નથી તે પહેલાં લોકો પોતાના કુલ-માનની રક્ષા કરવાની ચિન્તામાં પડયા છે. તેથી આપ સહજ વિચાર કરી

શકશો કે જો તે બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ બને તો પછી પ્રજાની કેવી શોચનીય સ્થિતિ થાય ! લોકો પોતાનાં સ્ત્રી, પુત્ર, ધન, સંપત્તિ સાથે નિશ્ચિંત રહી શકશે નહિ. તેઓને રક્ષણ મેળવવું અત્યંત દુર્લભ થઇ પડશે. હમણાં મને પણ સિરાજુદૌલાના ભયથી સાવધ રહેવું પડે છે.

મી. વૉટ્સે વિસ્મય પામી કહ્યું, "શું આપને પણ તેનો ભય છે ?"

રાજવલ્લભ:–હા, મારે બહુ સાવચેત રહેવું પડે છે. તેનો વિશ્વાસ રાખી શકાય નહિ ! ઇચ્છા થાય તેનું હુસૈનકુલીખાં પેઠે પળમાં નિકંદન કરી નાંખે ! તે ચાહે તેના દ્રવ્ય રાશિઓ લૂંટાવે છે અને ક્ષણમાં મનગમતાં કુટુંબોને પ્રતિષ્ઠાહીન બનાવે છે. ઢાકાનો ત્યાગ મને આ કારણને લીધે કરવો પડયો છે. હું મારી તથા ઘસીટી બેગમની ધન સંપત્તિની રક્ષાનું કાર્ય આવા સંજોગોને લીધે આપને સોંપવા માગું છું. હું આશા રાખું છુ કે આપ અવશ્ય અમને મદદ કરશો.

રાજા રાજવલ્લભની સઘળી બિના મી. વૉટસ્‌ને માનવા લાયક જણાઇ નહિં. તેને પોતાની મશ્કરી કરવામાં આવતી હોય, તેમ જણાયું. તેણે કહ્યું, "હું ચોક્કસ નિશ્ચય ઉપર આવી શકતો નથી, કે આપની વાતમાં કયાં સુધી સત્ય સમાયેલું છે ? આપને અમારા આશ્રયની જરુર પડે, એ સંભવિત લાગતું નથી."

રાજવલ્લભ:—હું આપની મશ્કરી કરતો નથી. સત્ય કહું છું કે જયાં સુધી નવાબ જીવંત છે, ત્યાં સુધી કોઇ સિંહાસનારૂઢ થઇ શકશે નહિં અને તે વખત દરમ્યાન મને તમારી મદદની જરુર પડશે. સર્વસ્વ લઇને કલકત્તા જઇ રહેવા માટે મેં મારા પુત્ર કૃષ્ણ-

વલ્લભને પત્ર લખ્યો છે. આથી આપનો આશ્રય મળવાથી હું નિશ્ચિન્ત બનીશ અને આપનો હમ્મેશને માટે રૂણી બનીશ.

વૉટ્સ:—જો આપ હમારો આશ્રય લેવાના નિશ્ચય ઉપર આવ્યા હો, અને તમારા ઉપર અમારા હાથેથી ઉપકાર થતો હોય, તો તેમ કરવા અમે દરેક રીત્યે તૈયાર છિએ. આશ્રયે આવેલનું રક્ષણ કરવા માટે અંગ્રેજો પ્રાણની પણ પરવા કરશે નહિં.

રાજાવલ્લભ:—અને આપની સહાયતા મળશે તે સંબંધે પ્રથમથી જ વિશ્વાસ હતો. આપનો આ ઉપકાર હું જીવન રહેતાં કદિ વિસરીશ નહિં.

વૉટ્સ:—મેં આપના પુત્ર પરિવારનું રક્ષણ કરવાનું સ્વીકાર્યું છે; પરંતુ તેથી નવાબ અને સિરાજુદ્દૌલા અત્યંત અપ્રસન્ન થશે. તે દિવસે તેઓએ અમારા ઉપર જૂઠું દોષારોપણ કરી બાર લાખ રૂપિયા દંડ તરીકે લીધા હતા. અને તેથી તમને અમે આશ્રય આપ્યો છે, એમ તેઓ જાણશે ત્યારે તેઓને અમને વિશેષ પજવવાને કારણ મળશે. પરંતુ ચિંતા નહિં. હમોએ સઘળી વિટંબનાઓને પહોંચી વળવા પ્રયત્ન કરશું.

રાજવલ્લભ:—આ વાત અત્યંત ગુપ્ત રાખવામાં આવશે, તે સંબંધમાં નિશ્ચિંત રહો.

વૉટ્સ:—કોઇને આશ્રય આપવો એ પાપ કર્મ નથી. ઉલટી હમારી એ ફરજ છે. અને તે ફરજમાં વિશ્વાસ હોવાથી હું કિંચિત ભયને ચિત્તમાં સ્થાન આપતો નથી. આપનું કુટુંબ કલકત્તામાં જઇ દરેક પ્રકારની સગવડ મેળવી શકે, તેવો પ્રબંધ હું કરીશ.

રાજવલ્લભઃ—મને ખાત્રિ છે કે આપનાં કર્ત્તવ્યો વાણી અને કર્મમાં સમાન રુપે પરિણમે છે. અંગ્રેજ લોકો પોતાના વચનના પાલન અર્થે પ્રાણ અર્પણ કરી શકે છે. આ ગુણની આવી પરિસીમા અન્ય જાતિમાં કવચિતજ દ્રષ્ટિગોચર થાય છે. મને તમારા બધાનો આટલો બધો વિશ્વાસ છે, તેથીજ તમારી સહાયતાની મેં યાચના કરી છે. અંગ્રેજ લોકો સત્યનિષ્ઠા, ઉદ્યમશીલતા, અધ્યવસાયનું આટલે દરજ્જે પાલન કરવાના ઉત્તમ ગુણો ધરાવતા નહોત, તો સ્વદેશનો ત્યાગ કરી, આત્મીય સ્વજનની માયાને અળગી કરી, સાત સમુદ્ર તેર નદીઓ ઓળંગી આટલે દૂર વ્યાપાર કરી શકત નહિં. તમારી પ્રજાનાં ચિત્તમાં સ્થિરતા છે, કર્ત્તવ્ય દ્રઢતા છે અને હંમેશાં સાચું બોલે છે.

સ્વજાતિની ખ્યાતિ સાંભળી મી. વૉટ્સનું ચિત અત્યંત પ્રસન્ન થયું. તેણે હ્રદયના ઉમળકા સમેત કહ્યું, "દરેકને સર્વદા સર્વ રીત્યે ઉપયોગી થવું, એ મનુષ્ય માત્રની ફરજ છે. તે પરત્વે વિશેષ કહેવાની કંઇ જરુર નથી. આપનું કુટુંબ સમ્પૂર્ણ સ્વસ્થ સુખી રહે, એવો પ્રબંધ કરવાનો એક પત્ર હમણાંજ હું કલકત્તા લખી મોકલું છું."

રાજવલ્લભઃ—ત્યારે હું આપની રજા ચાહું છું.

મી. વૉટ્સે તેના સાથે હસ્તધૂનન કર્યું. બન્ને જૂદા પડયા. તેના જવા પછી શીઘ્ર મી. વૉટ્સે કલકત્તા એક પત્ર લખ્યો. પત્રનો આશય નીચે પ્રમાણે હતો.

"આજ ઘસીટી બેગમનો મંત્રી રાજા રાજવલ્લભ કાસિમબા-જારની કોઠીમાં આવ્યો હતો. તેણે પ્રાર્થના કરી છે કે, મારા કુટું-બને કલકતાની કોઠીમાં આશ્રય આપવો. હું તેને વચન આપી બંધાયો

છું. તેથી તેનો પુત્ર કૃષ્ણવલ્લભ તમારા આશ્રયની યાચના કરવા આવે ત્યારે કિંચિત્ આનાકાની કરશો નહિં. રાજવલ્લભ આ સમયે ઘસીટી બેગમનો વિશ્વાસુ મંત્રી છે. નવાબ અલીવર્દીખાંનું જીવન હવે થોડા દિવસ માટે છે. તેના મૃત્યુ પછી ઘસીટી બેગમે દત્તક લીધેલો ઇક્રામુદ્દૌલાનો પુત્ર ગાદી પર બેસે એવો સંભવ છે. રાજા રાજવલ્લભ સિરાજુદ્દૌલા સિંહાસન પર બેસે તેનો ઘોરતર વિરોધી છે. જ્યાં સુધી રાજવલ્લભ વિદ્યમાન છે ત્યાં સુધી સિરાજુદ્દૌલા સહેલાઇથી બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસન પર પદાર્પણ કરે, એ બનવા જોગ નથી. આવા સંજોગોમાં રાજવલ્લભ ઉપર ઉપકાર કરવાની આવશ્યકતા છે. મારી ભલામણ છે કે રાજવલ્લભના કુટુંબને તમારે કલકત્તામાં બધી સગવડ આપવી ''

પત્ર કલકત્તા રવાના કરવામાં આવ્યો.

યથા સમય મી. વૉટ્સનો પત્ર કલકતા પહોંચ્યો. પરંતુ ઇસ્ટ્ ઇન્ડિઆ કંપનીનો અધ્યક્ષ ગવર્નર ડ્રેક આ વખતે કલકત્તામાં નહોતો. વાયુ પરિવર્તનને અર્થે તે વાલેશ્વર બંદર રહેતો હતો. ગર્વનર ડ્રેકની ગેર હાજરીમાં ઉપરોક્ત પત્ર મળવાથી અંગ્રેજોની જે નાની સંખ્યા ત્યાં ઉપસ્થિત હતી, તેઓની એક સભા મળી. આ સભામાં, મી. જોન્ બુલ, મી. મેનિંગહામ્, ઇત્યાદિ કલકત્તાના મુખ્ય અંગ્રેજોએ હાજરી આપી હતી. દીર્ઘ વિચાર પરિણામે સઘળા રાજા રાજવલ્લભના કુટુંબને આશ્રય આપવામાં સમ્મત થયા.

બીજી બાજુ રાજા રાજવલ્લભનો પત્ર ઢાકા વખતસર પહોંચ્યો. પિતાના આદેશ મુજબ કૃષ્ણવલ્લભે પ્રયાણ કરવાની તૈયારી કરવા માંડી. તેના પ્રયાણનો સત્ય હેતુ જાહેર થાય નહિં તેમજ ગુપ્ત

આશયથી સિરાજુદ્દૌલા અજ્ઞાત રહે તેટલા માટે તેણે ચોતરફ ખબર ફેલાવ્યા કે, તે સહપરિવાર પુરૂષોત્તમ મહાપ્રભુના દર્શન અર્થે જાય છે. સર્વત્ર આ સમાચાર ખંતપૂર્વક ફેલાવવામાં આવ્યા. તેણે વિના વિલંબે પોતાની તેમજ ઢાકાના રાજ ભંડારની વિપુલ સંપત્તિ કલકત્તા લઇ જવાની ગોઠવણ કરવા માંડી.

કૃષ્ણવલ્લભે અત્યંત સાવધતા પૂર્વક રાજ ભંડારની સર્વ ધન સંપત્તિ સાથે લઇ લીધી, અને રાત્રિ સમયે ઢાકાનો ત્યાગ કરી નિરાપદ કલકત્તા પહોંચી ગયો. કલકત્તાના અંગ્રેજોએ તેનો આદર પૂર્વક સત્કાર કર્યો અને તેના કુટુંબને દુર્ગમાં આશ્રય આપ્યો. જ્યારે રાજવલ્લભને આ સમાચાર મળ્યા ત્યારે તે એક પ્રકારે નિર્ભય બન્યો.

પરંતુ આ વાત ગુપ્ત રહી નહિં. કૃષ્ણવલ્લભ કલકત્તા પહોંચ્યો છે એ સિરાજુદ્દૌલાએ તરતજ જાણી લીધું. જ્યારે તેણે જાણ્યું કે રાજવલ્લભના પુત્રે ઢાકાના રાજભંડારની સઘળી સંપત્તિ સહ કલકત્તાના દુર્ગમાં અંગ્રેજોનો આશ્રય લીધો છે ત્યારે શિકાર છટકી જવા પછી જેવી વ્યાઘ્રની સ્થિતિ થાય તેવી તેની હાલત થઇ. ક્રોધથી તેનું હૃદય ઉકળવા લાગ્યું. છેવટ તેણે જ્યારે કંઇ ઉપાય જોયો નહિં, ત્યારે નવાબ પાસે જઇ સઘળી બિના જાહેર કરી.

## પરિચ્છેદ ૧૨.

## ભવિષ્ય વિચાર.

દિવસ વીતતા ચાલ્યા, તેમ તેમ નવાબના જીવનની આશા સઘળાઓએ મૂકી દીધી. તેઓએ નિશ્ચયપૂર્વક માની લીધું કે રોગગ્રસ્ત નવાબ સ્વસ્થ થાય એવી કિંચિત્ સંભાવના નથી. નવાબ પણ પોતાનું મૃત્યુ નજીક આવેલ જોઇ સર્વદા ઇશ્વર ચિન્તવનમાં પોતાનું હૃદય અનુરક્ત રાખવા લાગ્યો.

સુયોગ—અવસર મળેલ જોઇ આ પ્રસંગે સઘળા રાજકર્મચારીઓ પોતાનો હેતુ સિદ્ધ કરવાના કાર્યમાં મશગુલ થયા. કોઇ નવાબને કંઇ પૂછતું નહોતું. કોઇ તેની અનુમતિની રાહ જોતું નહિં. જેને જેમ ફાવે તેમ વર્ત્તતું. રાજ્યમાં સર્વત્ર નાના પ્રકારની અરાજકતા વ્યાપી રહી. સિરાજ માતામહની શય્યા પાસે બેસી હંમેશાં તેને આ બધી ઘટનાઓ સંભળાવતો. મૃત્યુ શય્યાએ પડેલ નવાબ દોહિત્રની આ વાતો સાંભળી આકુલ વ્યાકુલ બની જતો અને તેના ભવિષ્યની તિમિર સૃષ્ટિઓનો કારમો અનુભવ મેળવતો. તેનામાં ઉઠવાની શક્તિ હવે હતી નહિં. શી રીત્યે તરવાર લઇ હવે તે શત્રુદમન કરવા બહાર નીકળે? શી રીત્યે આ સર્વ અનિષ્ટ ઘટનાઓનું નિકંદન કરે? અત્યારે તે સર્વથા પરવશ હતો. લોઢાની જંજીરો પેઠે તેનું શરીર જકડાઇ ગયું હતું. દોહિત્રના ભવિષ્યના ઉન્નતિ પંથમાંથી કંટકો નિંદવાનું અત્યારે તેનામાં સામર્થ્ય નહોતું. તેણે સિરાજુદ્દૌલાને શત્રુ

દમન અર્થે જે કૌશલ્ય, રાજત્વનાં ગુઢ તત્વોની જરૂર છે, તે શિખવવાનો પ્રારંભ કર્યો, આગ લાગી ત્યારે કૂવો ખોદવાનું ડહાપણ અત્યારે વયોવૃદ્ધ ઘડાયેલા નવાબને સૂઝયું.

આ કંઇ કોઇ દરિદ્ર મનુષ્યની રોગ શય્યા નથી. નવાબની ખબર અંતર પૂછવા કોણ આવશે, એ સંશયને અહિંઆ સ્થાન નથી. સ્વયં બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ મૃત્યુ શય્યા ઉપર પડેલ છે. આથી અનેક રાજા, મહારાજા, જમીનદાર, ઉમરાવ, પ્રધાન, રાજ્યના પ્રતિષ્ઠિત લોકો અનુગ્રહની આશાથી નવાબ પાસે રાત્રિ દિવસ હાજર રૂહે છે અને તેની સેવા શુશ્રૂષા કરે છે, તેના ચિત્તને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરે છે. નવાબનો રાજમહેલ હમણાં સદૈવ ઉત્સુક જનોથી ભરેલો રહે છે. આ કારણથી ઇચ્છા છતાં નવાબ સિરાજુદ્દૌલાને શિક્ષા દેવાનું કાર્ય હાથ ધરી શકયો નહિં ! આતુર ચિત્તે ઉચિત પ્રસંગની રાહ જોવામાં આવતી પણ જ્યારે ઇચ્છા થાય ત્યારે કોઇને કોઇ તેના પાસે જોવામાં આવતું.

સંધ્યા આવી. તારાનો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો. નિશાનાથના આછા પ્રકાશનો ઉદય થયો. મધુર વસંત કાળ—વિશેષતઃ સંધ્યાનો મલયાનિલ મંદ મંદ ગતિ કરી રહ્યા છે. લોકો ઉદ્યાનોમાં, રસ્તાઓ ઉપર, ગંગાતીરે ફરવાને નીકળી પડયા છે. નવાબ અલીવર્દીખાંએ આ પ્રસંગ ઉચિત સમજી સિરાજને પોતાના પાસે બેસાડી ધીરે ધીરે કહ્યું, “ ભાઇ સિરાજ, ધ્યાન આપી મારી એક બે વાત સાંભળ. હું જોઉં છું કે તારા શત્રુઓ એકઠા થઇ રહ્યા છે. સર્વ તારો પરાજય કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા છે. તને મુર્શિદાબાદની

ગાદી મળે, તેમ કોઇ ઇચ્છતું નથી. યદ્યપિ મારી ઇચ્છા છે કે તું મુર્શિદાબાદની ગાદીપર બેસે! હું તને મારો ઉત્તરાધિકારી માનું છું, અને તેથી તને યુવરાજપદ આપ્યું છે, છતાં મુર્શિદાબાદની સઘળી સાધારણ પ્રજા તને રાજા તરીકે માન્ય રાખવા માગતી નથી. આવા સંજોગોમાં મારા મૃત્યુ પછી તું શી રીત્યે રાજ્ય રક્ષણ કરી શકશે? સિરાજ, મને મારી જરાપણ ચિન્તા નથી. તારી ચિન્તાને લીધે મારું ચિત્ત અસ્થિર બની ગયું છે. આ પ્રસંગે કયો ઉપાય ઇષ્ટ છે, કેવા પ્રયત્નોનું અવલંબન કરવામાં આવે તો તું ભવિષ્યમાં નિર્ભય બને, એ ઉપર મેં ઘણા વિચારો કર્યા છે, પરંતુ કોઈ ચોકકસ માર્ગ મેં હજુ કહાડયો નથી. સિરાજ! મારા હૃદયમાં એક પ્રબળ–આશા નિવાસ કરે છે. તે એકે મારા મૃત્યુ પછી તું રાજ્ય સિંહાસનપર બેસી મારી કીર્તિમાં અભિવૃદ્ધિ કરે! સિરાજ, તું આમ કરશે કે નહિં?"

સિરાજુદ્દૌલાએ દુઃખિત સ્વરે કહ્યું, "વડિલશ્રી, એક વખત સિંહાસનપર બેસું પછી ભલે હજાર પ્રતિયોગીઓ સામા આવી ઉભા રહે, તોપણ તેઓની શકિત નથી કે સિરાજુદ્દૌલાના હાથમાંથી રાજ્યધૂરા ખૂંચવી શકે!"

નવાબે સ્મિત કરી કહ્યું, 'સિરાજ, તું બાલક છે. એટલે આમ બોલે છે. વૈભવનો ઉપભોગ ઘણા લોકો કરી શકે છે, પરંતુ તેની રક્ષા કરવી એ અત્યંત કઠિન કાર્ય છે. જે ધનસંપત્તિનું રક્ષણ કરી શકે તેનેજ ખરો પ્રભાવશાળી પુરુષ સમજવો. ચોતરફ શત્રુઓનો સમૂહ જોઈ, તું એમ માને છે કે પ્રારંભમાંજ તને રાજ્યસિંહાસનની પ્રાપ્તિ થશે નહિં; પરંતુ એ તારી ભૂલ છે. હું સ્પષ્ટ જોઇ

રહ્યો છું કે આ કાર્યમાં કોઇ બાધા નાંખી શકે તેમ નથી. તને અવશ્ય બંગાલ, બિહાર, ઓરીસાના નવાબની પદવી પ્રાપ્ત થશે. પરંતુ એ પદનું રક્ષણ તારાથી થઇ શકશે કે નહિ એ સંશયાત્મક છે. મને સારી રીત્યે જ્ઞાત છે કે, અંગ્રેજ વ્યાપારીઓ સાથે તેં પ્રીતિ રાખી નથી, તેથી તેઓ તરફથી તારું સર્વથી વધારે અનિષ્ટ થશે."

સિરાજઃ—વડિલશ્રી યદિ આપ એવું માનોછો તો તે પ્રસંગે અગાઉ તમને તેઓનું નિકંદન કરવાનો અવસર મળ્યો હતો, તે તક શા માટે જવા દીધી ?

આલીઃ—તેમ કરવાનાં કારણો હતા. તે સમયે હું નહોતો ધારતો કે મારે આટલા જલ્દી આ સંસારનો ત્યાગ કરવો પડશે. જો મને પ્રથમથી ખબર હોત કે મરાઠાઓના દમન પછી મને તરવાર હાથમાં લેવાનો અવસર નહિં પ્રાપ્ત થાય, જો હું પહેલેથી જાણતો હોત કે આ કાલ વ્યાધિ ત્વરાથી મારાપર આક્રમણ કરવાનો છે, તો અંગ્રેજ વ્યાપારીઓનું દમન કરવા પહેલાં હું કદિ મરાઠાઓને હંફાવવાનું કાર્ય હાથ ધરત નહિં.* અરેરે ! મેં જીવનભર લડાઇઓ લડી સઘળી મહેનત અંતે ધૂળ મેળવી ! સિરાજ મારી ઉત્કટ ઇચ્છા હતી કે હું આ સંસારમાંથી પ્રયાણ કરું તે પહેલાં તારો કોઇ શત્રુ રહી ન જાય, પરંતુ નિરુપાય ! મારી એ ઇચ્છા વિફળ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે.

---

*ઇશ્વરને તો એ મંજૂર હતું કે, ભારત પ્રજા અત્યાચારથી રક્ષણ મેળવે; ભારતનાં ધનધાન્ય, પ્રજા નિર્ભય બને; સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરે; દેશમાં વિદ્યા, કલા, કૌશલનો પ્રચાર થઈ તેની ઉન્નતિ થાય. આ ઈશ્વરીય

**સિરાજ:**—વડિલશ્રી, આજ આટલા દિવસ પછી આપે અંગ્રેજ વ્યાપારીઓને ઓળખ્યા, તેથી મને સંતોષ થાય છે; પરંતુ આપે તેને પ્રથમથી ન ઓળખ્યા એ આપે મોટી ભૂલ કરી છે.

**અલી:**—હું તેઓને સારી રીત્યે પ્રથમથીજ જાણુંછું. જેના સાથે આપણે અસદ્વર્તન ચલાવીએ તેના તરફથી આપણા ભલાની કદિ આશા રાખવી નહિં. વાસ્તવિક આપણે તેઓને નઠારા કહી શકીએ નહિં. આપણે નાગને છંછેડીએ તેમાં દોષ કોનો? વિશેષમાં મેં જોયું હતુ કે અંગ્રેજ વ્યાપારીઓ આપણા શત્રુ છે, પરંતુ તે લોકોને પ્રજા સાથે જરા પણ અણુબનાવ નથી. મરાઠાઓને તો સઘળા સરખા હતા. પ્રજાને પણ તેઓ પીડતા હતા. આથી પ્રથમ તેઓને અંકુશમાં લાવવાની આવશ્યકતા હતી. સિરાજ! તે સમયે મેં મરાઠાઓનો પરાભવ કરવાનું કર્ત્તવ્ય કર્યા વગર પ્રથમ અંગ્રેજો ઉપર આક્રમણ કર્યું હોત તો તેઓ બન્ને એકત્ર થઇ જાત. આ બધા સંજોગો જોઇને હું જાણતો હતો છતાં અંગ્રેજોને નિર્બળ બનાવવાનો કશો પ્રયત્ન કરી શકયો નથી. અત્યારે મૃત્યુ મારા સમીપ છે, અવશેષ સામર્થ્ય પણ નષ્ટપ્રાય થયું છે. મારાથી કશું બની શકે તેમ નથી. જો તારે તારું સિંહાસન નિર્ભય બનાવવું હોય તો મારી વાત સાંભળ! સિંહાસનારુઢ થવા પછી અંગ્રેજો સાથે મૈત્રી ભાવ રાખજે. તેઓ તરફના કિંચિત્ દ્વેષભાવને હૃદયમાં સ્થાન આપજે

---

સંકેત અનુસાર નવાબ અંગ્રેજો વિરુદ્ધ ઉપસ્થિત થાય તે પહેલાંજ આ નશ્વર સંસારનો ત્યાગ કરી ગયો અને તે પછી દુષ્ટ અત્યાચારી સિરાજુદૌલા સિંહાસન ચ્યૂત થઇ મરણ શરણ થયો. ગ્રંથકર્ત્તા.

નહિં. અંગ્રેજો તારા પરમ શત્રુ છે, પરંતુ તારી ઇચ્છા હોય તો તું તેઓને તારા પરમમિત્ર બનાવી શકીશ.

સિરાજુદ્દૌલાએ વિષાદપૂર્ણ વદને કહ્યું, "વડિલશ્રી, કેવલ અંગ્રેજો નહિં, પરંતુ બીજા પણ મારા શત્રુઓ છે."

અલીઃ—કેમ સિરાજ ? તારો પ્રધાન શત્રુ નવાજિશ મુહમ્મદ હતો, તેણે આ સંસારનો ત્યાગ કર્યો છે. હુસૈનકુલીખાંની ગરદન તારી તરવાર નીચે આવી ગઇ છે. તારો નાનો ભાઇ ઇકરામુદ્દૌલા જીવંત નથી. આવું છે પછી તારા સિંહાસનના પ્રતિદ્વન્દી અંગ્રેજો શિવાય કોણ હોઇ શકે ?

સિરાજઃ—રાજા રાજવલ્લભ મારો પ્રધાન શત્રુ છે.

અલીઃ—રાજા રાજવલ્લભ તારા સિંહાસનનો પ્રતિદ્વન્દી ? સિરાજ, તેની શી ઇચ્છા છે ?

સિરાજઃ—તેની ઇચ્છા છે કે ઇકરામુદ્દૌલાનો પુત્ર સિંહાસનારુઢ થાય. તે ઘસીટી બેગમના નામથી રાજ્યાધિકાર હસ્તગત કરવા માગે છે.

અલીઃ—ઘસીટી તેઓની આ ઇચ્છા સાથે સંમત છે ?

સિરાજઃ—તેની એ ઇચ્છા છે કે નવાબ પદ મને પ્રાપ્ત થવું ન જોઇએ. મને રાજ્યાધિકાર મળતો અટકે તે માટે તે અસંત આતુર છે. એટલે સુધી કે ગુપ્ત રીતે તે સૈન્ય એકઠું કર્યે જાય છે. આ બાબતમાં રાજા રાજવલ્લભ તેનો મુખ્ય સલાહકાર છે.

અલીઃ—રાજવલ્લભ તારા સાથે આટલી પ્રબળ શત્રુવટ ધરાવે છે કે ઘસીટીને તે બધી બાબતમાં સહાય આપે છે ?

સિરાજઃ—જગતમાં મારો શત્રુ થઇ શકે તો તે રાજવલ્લભ

છે. મારું અનિષ્ટ માત્ર તેજ કરવાની હામ ભીડી શકે! આજે મારા વિરૂદ્ધ જેજે સબળ હીલચાલો થઇ રહી છે, તે સર્વનું મૂળ રાજવલ્લભ છે. હું સિંહાસનપર બેસી ન શકું તેટલા માટે તે અત્યારે દરેક શક્ય પ્રયત્ન અજમાવે છે. કદાચ પોતાની યોજના વિફળ થાય તે વખતે મારા તરફથી તેને કંઈ સહન ન કરવું પડે તેટલા માટે તેણે પોતાની તેમજ ઢાકાના રાજભંડારની સઘળી ધન સંપત્તિ તેના પુત્ર કૃષ્ણવલ્લભને આપી કલકત્તા અંગ્રેજોના કિલ્લામાં આશ્રય લેવા અત્યારથી મોકલી દીધો છે, અને અંગ્રેજોએ કૃષ્ણવલ્લભનો અત્યંત ઉલ્લાસ અને આદર પૂર્વક સત્કાર કર્યો છે.

અલી:—શા હેતુથી અંગ્રેજોએ કૃષ્ણવલ્લભને આશ્રય આપ્યો છે?

સિરાજ:—તેઓ એમ માને છે કે નવાબનું જીવન હવે લાંબો વખત ટકશે નહિ! તેમના પછી રાજવલ્લભ મુરાદુદૌલાને મુર્શિદાબાદની ગાદી ઉપર બેસાડશે એટલે તેની મદદથી તેઓ પોતાની વાણિજ્ય વૃત્તિનો આ દેશમાં પરમ વિકાસ કરી શકશે.

અલી: —શું અંગ્રેજો નિશ્ચયપૂર્વક માને છે કે મારા પછી મુરાદુદૌલાનેજ ગાદી મળશે.

સિરાજ:—ધૂર્ત રાજવલ્લભે તેઓને તેમ સમજાવ્યું હોવું જોઇએ. આ શિવાય કૃષ્ણવલ્લભને આશ્રય આપી તેઓ નિશ્ચિંત બેઠા નથી; તેઓએ કલકત્તાનો કિલ્લો જે રીતે વિશેષ સુરક્ષિત બને તેવા પ્રયત્નોનો પ્રારંભ કરી દીધો છે.

અલીવર્દીખાઁ એ વિસ્મય પામી પૂછ્યું, "સિરાજ, તું કહે તો ખરો કે અંગ્રેજો આજ આમ ફરી શા માટે બેઠા છે? તેઓએ

મારૂં જીવન છતાં દુર્ગ સુદ્રઢ કરી લેવાની મારા પાસેથી શા માટે આજ્ઞા નથી મેળવી? આનું કારણુ તું સમજી શકે છે?"

**સિરાજઃ**—અંગ્રેજો જાણે છે કે રોગ ગ્રસ્ત નવાબ હવે સ્વસ્થ થાય, એ બનવા જોગ નથી, અને નવાબની જ્યાં સુધી અન્તિમ અવસ્થા છે, ત્યાં સુધી મારાથી યુદ્ધાદિ કાર્યમાં પ્રવૃત્ત થઇ શકાશે નહિ. આ સુયોગના તેઓ ત્વરાથી લાભ ઉઠાવે છે.

**અલીઃ**—હાય! મારાં યત્ન, પરિશ્રમ, દાવ પેચો સઘળાં નિષ્ફળ નીવડયાં. જે આશાને લીધે હું દુઃખ ને દુઃખ સમજ્યો નહિ, રણુમાં શ્રમથી જરા પણ હતાશ થયા વિના રાત દિવસ લડાઇઓ કરી તેનું પરિણામ આજે આમ શૂન્ય આવ્યું છે. સિરાજ! મારી સઘળી આશાઓ વિફળ થઈ! તને હું શત્રુઓથી નિર્ભય બનાવી ન શકયો! આખી ઉમ્મર મેં અશાન્તિમાં ગાળી નાંખી! આટલું છતાં સિરાજ મારાં વચનો ઉપર વિશ્વાસ રાખી તું અંગ્રેજો સાથે હળી મળી ચાલીશ તો હજુ પણ વખત વહી ગયો નથી. તારૂં અનિષ્ટ થશે નહિં!

એક તો નવાબ રોગની અસહ્ય યાતના ભોગવતો હતો. તેમાં આ માનસિક વ્યાધિની વૃદ્ધિ થઇ. ખટપટથી ભરેલી આ બધી ગહન ચર્ચાઓએ તેને અત્યંત નુકશાન પહોંચાડયું. અન્ય કોઇ સાથે વાર્ત્તાલાપ કરવો હોત તો તે એક શબ્દ પણ ઉચ્ચારત નહિં, પરંતુ આ તો પોતાના સ્નેહનું સ્થાન સિરાજુદ્દૌલા અને તેનાજ ભાગ્યનો નિર્ણય કરવાનો હતો એટલે તે મૌન્ય કેમ રહી શકે! અનિચ્છા છતાં તેણે આટલું બોલવાનો પ્રયત્ન કર્યો. તેણે જોયું કે સિરાજનું ભવિષ્ય વર્ષાકાળની અંધારી રાત્રિ કરતાં પણ વધારે ગાઢ તિમિરથી છવાયું છે! આથી તેના હૃદયમાં ભારે ચિન્તા જાગી. અસહ્ય યાતનાથી

તેનું ચિત્ત અત્યંત વ્યથિત અને વ્યગ્ર થયું. તેના માથામાં ચક્કર આવવા લાગ્યાં અને સર્વત્ર અંધકારનો ભાસ થવા લાગ્યો. બીજું કશું બોલવાની તેનામાં શક્તિ રહી નહિ! કેવલ એટલુંજ બોલી શકાયું "સિરાજ! પાણી, પાણી, મને બહુ તરસ લાગી છે."

સિરાજુદ્દૌલાએ સુવર્ણ પાત્રમાં ગુલાબ મિશ્રિત શીતલ જલ લાવી આપ્યું. પાણી પી તેણે શાન્તિ મેળવી, પરંતુ વિશેષ તેણે કંઇ કહ્યું નહિં. સિરાજુદ્દૌલા નવાબની અસ્વસ્થ હાલત જોઈ શાન્ત રહ્યો. આજ તેઓ વચ્ચે આટલી વાતચિત થઇ.

## પરિચ્છેદ ૧૩.

## નવાબ પાસે અંગ્રેજ ડાકટર.

મી. ફ્રેર્થ ડાકટર હતો. કાસિમ બાજારમાં તેણે ઔષધશાળા ખોલી હતી. વિલાયતથી હિન્દમાં આ વ્યવસાય માટેજ તેનું આગમન થયું હતું. નવાબના દરબારમાં પ્રતિષ્ઠા મેળવવા તેણે કાસિમ બજારમાં એક ઘર ભાડે રાખ્યું હતું. જે સમયનું આપણે વર્ણન કરીએ છિએ તે સમયે હાલના સમય સાથે સરખાવતાં ડાકટરનું કિંચિત્ પ્રબળ નહોતું. લોકો રોગ ગ્રસ્ત થતાં, પરંતુ ડાકટરની આવશ્યકતા સમજતાં નહિ! ડાકટરની ઓષધો ઉપર પ્રજામાં વિશ્વાસ નહોતો. નાના મોટાં સઘળાં વૈદ્યોની દવા લેતાં. કોઇ રોગ ગ્રસ્ત થતું કે વૈદ્યને બોલાવવામાં આવતો. તે જે કંઇ ખાવા પીવા આપે તેનો

સ્નેહપૂર્વક સ્વીકાર કરવામાં–આવતો. લોકો ખુશીથી મૃત્યુને ભેટતા પણ ધર્મ–નાશના ભયથી ડાકટરની દવા કદી લેતા નહિ.

પ્રાકૃત જનોમાં ડાકટર ફ્રોર્થનું વજન નહિં હોવાથી તેણે ઇચ્છિત પ્રતિષ્ઠા મેળવી નહોતી. કેવળ રાજદરબારમાં તેણે થોડો ઘણો પગ પેસારો કર્યો હતો. ડાકટર ફ્રોર્થે માત્ર ડાકટર બનવામાં પોતાના કર્તવ્યની પૂર્ણાહુતિ કરી નહોતી, પરંતુ તે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનો એક અધિકારી હતો. રાજદરબારમાં ઓળખાણ પીછાણને લીધે કવચિત્ કવચિત્ મી. ફ્રોર્થનું નવાબ–પ્રાસાદમાં આગમન થતું હતું, તેથી રાજ્ય પરિસ્થિતિનું તેને સારું જ્ઞાન હતું. જ્યારથી નવાબ શય્યાવશ થયો ત્યારથી તેણે આવવા જવાનો વિશેષ પરિચય રાખ્યો હતો. કારણ કે નવાબપર રોગે આક્રમણ કર્યું હતું અને તે એક ચિકિત્સક–ડાકટર હતો. નવાબની તબીયતના ખબર અંતર પૂછવા તે હમ્મેશ નવાબ–પ્રાસાદમાં જતો અને આથી તે ઘણી બાબતોથી માહિતગાર રહેતો. તે પ્રતિદિન નવાબના મહેલમાં આઠ વાગે જતો અને નવાબ પાસે બે ત્રણ કલાક વ્યતીત કરી સ્વસ્થાને જતો.

આ પ્રમાણે એક દિવસ તે યથા સમય નવાબ પાસે આવ્યો. નવાબે તેને બેસવાનું ફરમાવ્યું. આસન લીધા પછી અનુગ્રહ લાભની આશાથી મી. ફ્રોર્થે સહાનુભૂતિ દર્શાવતાં પૂછ્યું; "નવાબ બહાદુર, આજ આપની તબીયત કેમ છે?"

નવાબે ઉદાસ ભાવથી જવાબ આપ્યો, "હવે તબીયતના સમાચાર પૂછવાથી શું વળવાનું છે? મને અસાધ્ય રોગ થયો છે, તેથી બચવાની આશા નથી. દિવસે દિવસે રોગ વધતો જાય છે.

ફોર્થ:—યદિ આપ હવા ફેર કરવાને કોઇ અન્ય સ્થળે જશો તો તેથી લાભ થવાનો સંભવ છે.

અલીવર્દીખાઁએ ગંભીર દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું; "નહિં, ડાકટર સાહેબ ! આ રોગ કોઈ રીતે ઓછો થાય, તેવો સંભવ નથી. મૃત્યુ અને આરોગ્યતા મારા માટે એક સાથે નિર્માણ થયેલાં છે."

અત્યાર સુધી સિરાજુદ્દૌલા અત્રે નહોતો. હવે તેનું આગમન થયું. તેને આવેલ જોઇ અલીવર્દીખાઁએ પૂછ્યું, "સિરાજ, શું સમાચાર છે ?"

સિરાજઃ—સમાચાર મળ્યા છે કે અંગ્રેજ વ્યાપારીઓએ બાગ બાજારમાં પેરિંગ નામક એક નવો દુર્ગ બનાવવાનો આરંભ કર્યો છે.

ડાકટર ફોર્થનું હૃદય કંપ્યું. તે સ્વતઃ કહેવા લાગ્યો, "સત્યાનાશ ! આ ખબર સિરાજુદ્દૌલા અત્યારે અને અહિંઆ ક્યાંથી લાવ્યો ?"

"સિરાજ, તું ઉચિત પ્રસંગે આવ્યોછો. ડાકટર સાહેબ અહિંઆ ઉપસ્થિત છે. હમણાંજ આપણે કંઇ વિચાર ઉપર આવશું. આટલું કહી નવાબે મી. ફોર્થને પૂછ્યું, "ડાકટર સાહેબ, બાગ બજારમાં જે નવા દુર્ગની તમે રચના કરી રહ્યા છો, તે બનાવવામાં તમારો શો હેતુ છે ?"

ડાકટર ફોર્થ ઉપર વિષમ વિપત્તિ આવી પડી. શું જવાબ વાળવો, તે તેને સૂઝયું નહિં. જ્યારે તે કશો પ્રત્યુત્તર આપી શકયો નહિં ત્યારે તેનું મૌનવ્રત તોડવા નવાબે પૂછ્યું, "ડાકટર્ સાહેબ, કેમ કંઇ જવાબ આપતા નથી ?"

ફ્રોર્થ—જે વાતમાં સત્યતા નથી, તેને જવાબ શું આપું, નવાબ બહાદુર ?

આ સાંભળતાંજ સિરાજુદ્દૌલાના રોષની સીમા રહી નહિં ! તેણે ક્રોધ પ્રદર્શિત કરતાં કહ્યું, "તમે સત્ય બિના છૂપાવવા યત્ન કરો, તેમાં શું આશ્ચર્ય છે ?"

"સિરાજ, શાન્ત થા. હું પોતે જવાબ આપું છું." આટલું કહી નવાબે મી. ફ્રોર્થને પૂછ્યું, "તમે શું કહેવા માગો છો ? તમે તમારી પોતાની જોખમદારી સમજતા નથી અથવા તો તમને સઘળી વાતોની ખબર છે; પેરિંગ દુર્ગની ખબર બનાવટી છે શું ?"

ફ્રોર્થઃ—હું ત્યાંની સર્વ ઘટનાથી માહિતગાર છું. બાગ બાજારમાં પેરિંગ દુર્ગ નિર્માણ કરવામાં આવે છે, એ હકીકત હું સાચી માનતો નથી.

સિરાજુદ્દૌલાને પોતાનો ક્રોધ અસહ્ય જણાયો, પરંતુ તે મન વાળી સાંભળવા લાગ્યો.

અલીઃ—ત્યારે આ વાત ફેલાવી કોણે ?

ફ્રોર્થ—અમે લોકો નવાબ બહાદુરના વિદ્વેષને પાત્ર બનીએ તેટલા માટે અમારા કોઇ વિપક્ષીઓએ જાહેર કરેલી આ હકીકત છે.

અલીઃ—કાસિમ બાજારમાં તમારી કોઠી છે કે કિલ્લો ?

ફ્રોર્થઃ—કિલ્લા જેવી બનાવટની માત્ર કોઠી છે.

અલીઃ—ત્યાં કેટલું લશ્કર રહે છે ?

ફ્રોર્થઃ—જે નિયમ છે તેથી વધારે રાખ્યું નથી.

અલીઃ—કેટલા માણુસો રાખવાનો નિયમ છે ?

ફેર્થ:—નોકર, ચાકર, અધિકારી, રક્ષકો મળી કુલ ચાળીસ માણસો.

અલીઃ—આ સંખ્યામાં કદિ વધારો કરવામાં નથી આવતો?

ફેર્થ:—કવચિત તેમ બને છે, પરંતુ હમણાં નિયમ મુજબ માણસો છે.

અલીઃ—અગાઉ તેવું કયારે બન્યું હતું?

ફેર્થ:—જ્યારથી ધાડ પાડુઓનાં આક્રમણો બંધ થયાં અને મરાઠાઓ સાથે સન્ધિ થયો ત્યારથી વધારે માણસો રાખવામાં આવ્યાં નથી.

અલીઃ—તમારાં લડાયક વહાણો કયાં રહે છે?

ફેર્થ:—મુંબઇમાં.

અલીઃ—તમારાં મોટાં વહાણો આ તરફ કયારે આવશે?

ફેર્થ:—આ તરફ આવવાનું કંઇ કારણ નથી.

અલીઃ—થોડા દિવસ પહેલાં આ વહાણો આ તરફ આવ્યાં હતાં કે નહિં?

ફેર્થ:—હા! આ તરફ આવ્યાં હતાં.

અલીઃ—શા માટે?

ફેર્થ:—માલ એકઠો કરવા.

અલીઃ—શું બધાં મોટાં વહાણુ માલ લેવાજ આ દેશમાં આવે છે?

ફેર્થ:—હા!

અલીઃ—યદિ માલ લેવાનોજ હેતુ હોય તો મોટાં વહાણોની આવશ્યકતા શું છે? મુંબઇમાં રહીને માલ નહિં મેળવી શકાય શું?

ફોર્થ:—તેમ થઇ શકે ? પરંતુ અહિંઆ માફક જુદી જુદી જાતનો સસ્તો માલ બીજે ઠેકાણે મળતો નથી.

અલી:—માલ એકઠો કરવા શસ્ત્રબદ્ધ વહાણોને લાવવાની શી જરુર છે?

ફોર્થ:—તેથી માલ એકઠો થઇ શકે, માર્ગ અને દિશાઓ ધ્યાનમાં રખાય ઉપરાંત લોકોને એ વહાણ બતાવી શકાય.

અલી:—માર્ગ અને દિશાઓ જાણવાનો તથા લોકોને એ વહાણો બતાવવામાં તમારો કયો હેતુ સમાયેલો છે ?

ફોર્થ:—જો કોઇ વખતે જરુર પડે તો માર્ગ અને દિશાઓ લક્ષમાં રાખવાથી ફાયદો થાય. હમારાં શસ્ત્રબદ્ધ વહાણો સર્વ લોકોને બતાવવાનો આશય એ કે, તેથી લોકો હમારાથી ડરતા રહે અને કદિ હમારાપર અત્યાચાર કરવાને તત્પર થાય નહિં.

અલી:—ત્યારે એ વહાણો બતાવી તમે લોકોને તમારાથી ડરાવવા માગો છો, એ તમારો પ્રધાન હેતુ છે શું?

ફોર્થ:—સર્વને ડરાવવાનો હેતુ નથી. પરંતુ તેમ કરવાથી ફ્રેન્ચ લોકો એ વહાણો મુખ્ય રીત્યે જુએ, એ અમારો પ્રધાન હેતુ છે.

અલી:—વારૂ ફ્રેન્ચ લોકોને ભય બતાવવાથી તમારું શું શ્રેય થશે?

ફોર્થ:—તેમ કરવાથી યુદ્ધનો પ્રસંગ ક્વચિત્ આવે !

અલી:—ગમે તેમ હો પરંતુ તમે લોકો વિના પરવાનગી આ તરફ તમારાં શસ્ત્રબદ્ધ વહાણો લઇ આવો છો એ અનુચિત છે.

ફોર્થ:—અંગ્રેજ લોકો કદિ અનુચિત કર્મ કરશે નહિં. નવાબ

બહાદુર અપ્રસન્ન થાય તેવું આચરણ તેઓ કદિ કરવા માગતા નથી. આપ એક પણ દષ્ટાંત બતાવી શકશો ?

સિરાજુદ્દૌલાથી હવે મૌન જાળવી શકાયું નહિં. તેણે કહ્યું, "તમે લોકોએ રાજવલ્લભની સલાહથી ઘસીટી બેગમનો પક્ષ લીધો છે અને રાજવલ્લભના પુત્ર કૃષ્ણવલ્લભને કલકત્તાના કિલ્લામાં આશ્રય આપ્યો છે, એથી વધારે સારું બીજું કયું દષ્ટાંત તમારે જોઇએ છિએ ?"

**અલીઃ—મી. ફ્રોર્થ** સાહેબ, આ બધું સાંભળીને શું તમે મૌન ધારણ કરવા માગો છો ?

**ફ્રોર્થઃ—**નવાબ બહાદુર અંગ્રેજો આપને અપ્રસન્ન કરે, એ વાત તમે શું સત્ય માનો છો ? વિશેષમાં વ્યાપાર એ અમારું મૂખ્ય સૂત્ર છે. વ્યાપારીઓનો ધર્મ છે કે પોતાની ઉન્નતિ અર્થે તેઓએ રાજાને બાધ્ય નીવડવું ન જોઇએ. તેની વિરુદ્ધ આચરણ કરવાથી તેઓને હમ્મેશાં નુકશાન થવાનો સંભવ છે. ઇસ્ટ ઇન્ડિઆ કંપની—એ રાજ ખટપટ બદ્ધ મંડળ નથી પરંતુ તે એક વ્યાપારી કંપની છે. રાષ્ટ્રવિપ્લવ પ્રસંગે તટસ્થ વૃત્તિ રાખવામાંજ અમોને લાભ છે. ઘસીટી બેગમનો પક્ષ અમારે શા માટે લેવો જોઇએ ? અંગ્રેજ લોકોની એવી નીતિ નથી કે તેઓ એક પક્ષનું સમર્થન કરે અને બીજાના વિદ્વેષ પાત્ર બને.

સિરાજુદ્દૌલા આ સાંભળી અત્યંત કર્કશ સ્વરથી બોલ્યો, "ત્યારે તમે કૃષ્ણવલ્લભને કલકત્તાના કિલ્લામાં સપરિવાર આશ્રય આપ્યો છે, એ જૂઠું છે શું ? શું આ વાત પણ કોઇએ શત્રુવટને લીધે ઉડાવી છે ?"

ફ્રેર્થ:—જે વાત સાચી છે, તેની અવગણના શી રીત્યે થઈ શકે ? અંગ્રેજ પ્રજા પ્રાણ જશે તો જવા દેશે પણ કદિ અસત્ય ભાષણ કરશે નહિ.

અલી:—તમે કૃષ્ણવલ્લભને શા માટે આશ્રય આપ્યો છે ?

ફ્રેર્થ:—અંગ્રેજ લોકો વ્યાપારી છે પરંતુ નિરાશ્રિતને આશ્રય આપવા તેઓનાં દ્વાર હંમેશાં ખુલ્લાં છે.

સિરાજ:—જ્યારે તમે અમારા શત્રુને આશ્રય આપ્યો છે ત્યારે પછી તમે અમારા માર્ગમાં આવવા નથી માગતા એ શી રીત્યે સાબિત થઇ શકે ?

ફ્રેર્થ:—એ શાથી જાણી શકાય કે કૃષ્ણવલ્લભ તમારો શત્રુ છે ? હું આજે એ બિના પ્રથમજ આપ પાસેથી સાંભળું છું.

સિરાજ:—વારુ ત્યારે હવે તો તમે જાણી શક્યા હશો. કૃષ્ણ-વલ્લભને કલકત્તાના કિલ્લામાંથી રજા આપો.

ફ્રેર્થ:—ઈસ્ટ્ ઇન્ડિઆ કંપની એક વ્યક્તિની ઇચ્છાને આ-ધીન નથી. તેનો અધિકાર એક સભાના હાથમાં છે. હું એકલો આ બાબતની ખાત્રિ શી રીત્યે આપી શકું ?

અલી:—વારુ, આ બાબતમાં તમારો શું અભિપ્રાય છે ? તમારી સભા એકત્ર કરો અને તે સભા શા નિર્ણય ઉપર આવે છે, તે મને શીઘ્ર જણાવો.

અગીયાર થયા. વાતચીત અહિંઆથી અટકી. ડાક્ટર્ ફ્રેર્થ રજા માગી તે વિદાય થયો.

---

# પરિચ્છેદ ૧૪.

## નવાબનું મૃત્યુ.

દિવસનો હંમેશાં અસ્ત થાય છે. નવાબનું શરીર એક દિવસ સારું રહે છે, તો બીજે દિવસે તેમાં ભયંકર પરિવર્ત્તન થાય છે. કોઇપણ જાતનો વાગ્ વ્યાપાર કરવાની તેનામાં શક્તિ નથી. કવચિત્ કોઇ સાથે વાતચીત કરે છે, તો તે માત્ર સિરાજુદ્દૌલા અર્થેજ ! રોગને લીધે તેનું ચિત્ત અસ્થિર બની ગયું છે.

આજ પીડામાં વધારો થયો છે. ક્ષણે ક્ષણે શ્વાસાવરોધ થાય છે. પેટ મોટું થયું છે. એક એક નસ સ્પષ્ટ જોવામાં આવે છે. શરીરમાં હાડકાં શિવાય બીજું કશું રહ્યું નથી. હાથ પગ ઉપર સોજા ચડયા છે. મૃત્યુનાં ચિન્હો જોવામાં આવે છે. પ્રાણ વિસર્જન કયારે થશે, તે કહી શકાતું નથી. નિજ ચિકિત્સકો પણ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકતા નથી. વિચક્ષણ નવાબ મૃત્યુને તૈયાર ઉભેલું જોઇ સિરાજને અન્તિમ ઉપદેશ આપવાની ઇચ્છાથી બોલ્યો, " સિરાજ, હું હવે જાઉં છું ! સ્પષ્ટ જણાય છે કે મારું જીવન હવે વધારે વાર ટકશે નહિ ! મારા આ છેલ્લા શબ્દો યાદ રાખજે ! યદિ તારે સિંહાસનને સુરક્ષિત બનાવવું હોય, તારા શત્રુઓને તારે અંકુશમાં રાખવાની ઇચ્છા હોય, તો મારા ઉપદેશ અનુસાર વર્ત્તન ચલાવજે. સિરાજ, મને માત્ર તારી ચિન્તા છે. લોક મૃત્યુ પછી નિતાન્ત શાન્તિ મેળવે છે, પરંતુ તારી ચિન્તાને લીધે મને ખાત્રિ છે કે મૃત્યુ પછી પણ ચિન્તા મારો ત્યાગ કરશે નહિ.

વત્સ, તારા ભવિષ્યના નિરીક્ષણથી મને મરવું ગમતું નથી. રોગ પીડિત મનુષ્ય કદાચ બચે તો તેથી સાર્થક્ય શું? પરંતુ તારા માટે મને જીવનપ્રિય લાગે છે. સિરાજ તારા માટે હું જીવવા માગું છું."

નવાબના આ કલ્પાંતથી કોણ દુઃખિત નહિ થાય ! સિરાજુદ્દૌલાથી રહેવાયું નહિ. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ગદ્દગદ્દ કંઠે તેણે કહ્યું, "વડિલશ્રી, આપ ખરેખર મને ત્યાગી જશો શું?'

હાંફતાં હાંફતાં નવાબે કહ્યું 'સિરાજ, રૂદન શા માટે કરે છે? રૂદન કરવાનો આ વખત નથી, હું જે કંઇ કહું તે ધ્યાનપૂર્વક સાંભળ, અને તે પ્રમાણે વર્તવા પ્રયત્નવાન્ થા. અંગ્રેજ વ્યાપારીઓ સાથે મૈત્રી કર. તેઓ સાથે ઐક્ય રાખીશ તો યુરોપનો કોઇ વ્યાપારી તારું નામ લઇ શકશે નહિં, અને તારા અનિષ્ટની આશંકા રહેશે નહિ ! બંગાલ, બિહાર, ઓરીસાના શ . બનવાનું કોઇમાં સામર્થ્ય હોય તો તે માત્ર અંગ્રેજોમાં છે. તેઓ તરફનો દ્વેષ તારા ચિત્તમાંથી કાઢી નાંખ અને તેઓને તારા મિત્રો બનાવ." બોલતાં બોલતાં તેને થાક ચડી આવ્યો. જરાવાર વિશ્રામ લીધા પછી તેણે કહ્યું, "સિરાજ, જે રાજા કુશલ મંત્રીઓની મંત્રણા ઉપર લક્ષ આપતા નથી, જે વિનયી બનવાને બદલે ઉગ્ર પ્રકૃતિ ધારણ કરે છે, તેના માટે રાજ્ય સંચાલનનું કાર્ય કઠિન બને છે. રાજાનો પરમ ધર્મ છે કે, કુશલ મંત્રીઓની સલાહ લઇ રાજ્ય કરવું. તેટલા માટે તારે પણ દીર્ઘદર્શી મંત્રીઓની દરેક કાર્યમાં સલાહ લેવી અને પછી તદનુસાર વર્ત્તન ચલાવવું. યુદ્ધકાળ ઉપસ્થિત થાય ત્યારે બનતાં સુધી યુદ્ધ ન થાય અને શાન્તિનું પુનઃ સ્થાપન થાય તેવી

ચેષ્ટા કરવી. સેવકને સદૈવ સંતુષ્ટ રાખવાના પ્રયત્ન કરવા, રાજા, પ્રજા સર્વના તરફ સ્નેહ દ્રષ્ટિ રાખવી. ન્યાય એવી રીત્યે આપવો કે જેથી કરી નિરપરાધીઓને અન્યાય મળે નહિ ! શત્રુઓથી સાવધ રહેવું અને તેઓ ઉપર બારીક લક્ષ રાખવું. રાજ્યોન્નતિ કરવાની કોઈ પણ પળ નિરર્થક જવા દેવી નહિં અને યુદ્ધને માટે હંમેશાં તૈયાર રહેવું. કોઈપણ કામ કરતી વખતે ભૂત, ભવિષ્ય, વર્તમાનનો સ્થિરતાથી વિચાર કરવો. અકારણ પોતાની ઇચ્છા માટે મમત રાખવો નહિં."

આટલું નવાબથી અત્યંત મુશ્કેલીથી કહી શકાયું, તેનો શ્વાસ રુંધાવા લાગ્યો. આંખો ઝાંખી પડવા લાગી. તેણે કષ્ટપૂર્વક કહ્યું, "સિ–રાજ ! સા–વ–ધા–ન, ર–હે–જે, અં–ગ–રેજ. વ્યા–પા–રી–ઓ સાથે મૈ–ત્રી–ભા–વ રા–ખ–જે–અને" વધારે તેનાથી બોલી શકાયું નહિં. વાત અપૂર્ણજ રહી. શ્વાસ બંધ પડયો. બંગાલ, બિહાર, ઓરીસાના નવાબે હંમેશને માટે આ નશ્વર દેહનો ત્યાગ કર્યો. જે કંઇ અવશેષ હતું, તે સમ્પૂર્ણ થયું. મુસલ્માનના ગારવનો સૂર્ય ભવિષ્યને માટે અસ્ત પામ્યો. સિંહાસન કમ્પી ઉઠયું.

યથા સમય નવાબનો મૃતદેહ ખુશ બાગમાં લઇ જવામાં આવ્યો. સઘળાઓએ બંગાલ, બિહાર, ઓરીસાના નરનાયક માટે છેવટનાં આંસુ બહાવ્યાં.

---

# પરિચ્છેદ ૧૫.

## ઉપદેશની અધોગતિ.

ચોમેર શત્રુઓની જાળ ગુંથાઇ ગઇ. સિંહાસનનો પ્રબળ વિરોધી રાજવલ્લભ ક્યારે વિપદ્ ઉપસ્થિત કરશે તે નિર્ણયાત્મક નથી. સિરાજુદ્દૌલા વિલંબ કરવા વગર ઇ. સ. ૧૭૬૫ ના એપ્રિલ માસમાં બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસનપર બેઠો. શત્રુદલ તેને આટલા દિવસ સુધી સિંહાસન-ચ્યૂત કરવાને પ્રયત્ન કરી રહ્યું હતું તે નિષ્ફળ નીવડયું. તેના માર્ગમાં વિઘ્ન નાંખવાને કોઇ તૈયાર ન જણાયું; એટલું નહિં પરંતુ મનની વાત મનમાં રાખી ઉપરથી રાજભક્તિનું દિગ્દર્શન કરાવવા સઘળા રાજ્યાભિષેક પ્રસંગે હાજર થયા અને સિરાજુદ્દૌલાનો "નવાબ" તરીકે સ્વીકાર કર્યો. સઘળાએ જોયું, સઘળાએ સાંભળ્યું કે, નવાબ સિરાજુદ્દૌલા-મન્સુરુલ્મુલ્ક સિરાજુદ્દૌલા શાહકુલીખાઁ મિર્ઝા મુહમ્મદ હૈબતજંગ બહાદુર-મુર્શિદાબાદની ગાદીપર બેઠો.

સિંહાસનારૂઢ થવાથી સિરાજુદ્દૌલા નિર્ભય બન્યો. તેના દિલમાં શંકા હતી કે, તે પ્રસંગે કોણુ જાણે કેટલી બધી લડાઇઓ કરવી પડશે, કેટલાં સંકટો સામું થવું પડશે ! પરંતુ જ્યારે કંઇ થયું નહિં, કોઇએ તેના સામે થવાને સાહસ કર્યું નહિં, અને તે નિર્વિઘ્ને સિંહાસનપર બેઠો, તેમજ બધાએ કોઇ જાતનો કચવાટ દર્શાવ્યા વગર તેનો બંગાલ, બિહાર, ઓરીસાના નવાબ તરીકે સ્વીકાર કર્યો ત્યારે તેનું ચિત્ત આશ્ચર્ય તલ્લીન થયું. નવાબની ભવિષ્યવાણી સાચી પડેલ જોઇ, તેણે તેના ઉપદેશાનુસાર વર્ત્તન કરવાનો નિશ્ચય કર્યો.

સિંહાસનપર બેસવા પહેલાં સિરાજુદ્દૌલા અંગ્રેજોનો ઘોર વિરોધી હતો. સિંહાસનપર આવ્યા પછી માતામહના ઉપદેશ મુજબ વર્તન તેનાથી આચરી શકાયું નહિં. તે પોતાની દુર્દમનીય ઇચ્છાને અંકુશમાં રાખી શક્યો નહિં. કયાંથી રાખી શકે ? અંગ્રેજોનું દમન કરવાને તે હંમેશાં નવાબને ઉત્તેજિત કરતો હતો, તેઓ કોઇપણ રીત્યે બંગાલ, બિહાર, ઓરીસાનો ત્યાગ કરી જાય તેનું તેણે રાત્રિ દિવસ ચિન્તવન કર્યું હતું; આથી નવાબે ઉપદેશ આપ્યો હતો છતાં તેની અસર લાંબો સમય ટકી નહિં. નવાબ થયા પછી આ સઘળાં જૂનાં સ્મરણો પુનર્જન્મ પામ્યાં. સહસા યુદ્ધ નહિં કરતાં, તેણે—કાસિમ બાજારમાં મી. વૉટ્સને પયગામ મોકલ્યો કે તેણે આવી પોતાના અપરાધનું સ્પષ્ટીકરણ કરવું.

સમાચાર મળતાંજ વૉટ્સ સઘળાં કામોને છોડી સિરાજુદ્દૌલાને મળવાચાલ્યો. નવાબ આ વખતે રાજદરબારમાં વિચાર અસ્ત હતો. મી.વૉટ્સને આવેલ જોઈ તેણે વિચાર સમાધિમાંથી જાગી તેની સાથે વાતચીતનો પ્રારંભ કર્યો. ક્રોધાન્વિત થઇ પરંતુ સરલતા અને ધૈર્ય-પૂર્વક સિરાજુદ્દૌલાએ પુછ્યું, “ જુઓ મી વૉટ્સ, તમારા લોકો અત્યંત સ્વેચ્છાચારી બન્યા છે. તમે લોકો એમ સમજો છો કે, જાણે તમેજ આ દેશના કર્તા—હર્તા—વિધાતા છો. ઇચ્છામાં આવે છે તેમ કોઇની અનુમતિ લીધા વગર વર્તો છો. હું તમારા આવા વર્ત્તનથી અત્યંત અપ્રસન્ન થયો છું. તમને રાજાની પરવા નથી. મનમાં આવે છે તેમ કરી નાંખો છો, કોઇને કંઇ પણ પૂછવું ઉચિત સમજતા નથી તમે આટલું બધું જોર કોના ઉપર બતાવો છો તેની મને સમજ પડતી નથી. તમે તમારા પોતાનાં કર્મથી તમારા

અગ્નિષ્ટને આમંત્રણ કરો છો. યદિ દેશમાં કોઇ ન્યાયદાતા ન હોય, અરાજકતા વ્યાપી રહી હોય તો તમારું આ વર્તન શોભાસ્પદ ગણાય; પરંતુ તમે નજરે જોઈ રહ્યા છો તેમ નવાબ અલીવર્દીખાંનો ઉત્તરાધિકારી વિદ્યમાન છે, તેની અનુમતિ લીધા વગર તમે બાગ બાજારમાં પેરિંગ નામક કિલ્લાની રચના કરી રહ્યા છો, તેનું કારણ બતાવશો ? શા માટે તમે મને પૂછ્યા વગર કૃષ્ણવલ્લભને આશ્રય આપ્યો છે ? આ સઘળું તમે શા હેતુથી અને કોની આજ્ઞા લઇ કરો છો ? હું તમારી વ્યાપારી તરીકે ગણના કરું છું. વ્યાપાર અર્થે તમે લોકોએ હિંઆ આવી વસ્યા છો. તમે દિલ્હીના બાદશાહ પાસેથી આદેશ-પત્ર મેળવ્યો છે અને તેથી તમે કર આપ્યા વગર વેપાર કરો એવો અર્થ થાય છે. તમને તેથી દુર્ગ નિર્માણ કરવાની, યુદ્ધ વિગ્રહ ઉપસ્થિત કરવાની, સ્વેચ્છાચારી બનવાની અનુમતિ કંઇ નથી મળી ? યદિ તમે માત્ર વ્યાપારનું આલંબન કરી શાંતિથી રહેવા માગતા હશો તો હું તમને આ દેશમાં રહેવા આપીશ. તેથી વિરુદ્ધ જઇ તમે મારાથી પ્રતિકૂળ વર્તન ચલાવશો, મારી રજા વગર કોઇ પણ કામ કરશો, તો તમને કોઇ પણ સંજોગમાં આ દેશમાં વ્યાપાર કરવાનો હક રહેશે નહિં. તમને દરેક કામમાં મારી આજ્ઞા પ્રમાણે ચાલવું પડશે, મારા વચનોને માન આપવું પડશે; હું તમને સ્પષ્ટ શબ્દમાં આજ્ઞા આપું છું કે, તમારે શાંતિથી વ્યાપાર વૃદ્ધિ કરવી હોય તો કિલ્લાનો ચણાયેલો ભાગ પાડી નાંખો અને જરા પણ વિલંબ કર્યા વગર કૃષ્ણવલ્લભ મારે સ્વાધીન કરો. જો તમે આ શરતો સાથે સમ્મત થશો નહિં તો પછી તમારે મારા ક્રોધને તાબે થવા તૈયાર થવું જોઇશે. ”

**મી.** વૉટ્સે પ્રતિઉત્તર રૂપે કહ્યું, " નવાબ બહાદુર, આ બાબતનો જવાબ આપવાની મને એકલાને સત્તા નથી. હું કલકત્તા અમારા અધિકારી વર્ગને લખું છું. તેઓ જેમ યોગ્ય લાગશે તેમ આ બાબતનો જવાબ વાળશે. "

**સિરાજ:**—જવાબ મને હમણાંજ જોઇએ. તેમાં વિલંબ કરશો તો પરિણામ વિપરીત આવશે. હું મારા અધિકારીઓને હમણાંજ કિલ્લો જમીનદોસ્ત કરવાની આજ્ઞા કરૂં છું. અત્યાર સુધી મેં આમ નથી કર્યું તેનું કારણ એટલુંજ કે, તમે મારી આજ્ઞાને માન આપો છો કે નહિ, તે હું જોવા માગતો હતો. યદિ નિરર્થક પ્રાણ હાનિ ન કરવા માગતા હો, મારા પ્રતિસ્પર્ધી બનવાની ઇચ્છા ન હોય તો કિલ્લાને તોડી નાંખવામાં અને કૃષ્ણવલ્લભ મને સુપ્રત કરવામાં જરા પણ વિલંબ ન કરો.

" હુજુર જે પ્રમાણે કહે છે તે પ્રમાણે અક્ષરશઃ હું કલકત્તા લખીશ, કે જેથી જલ્દી જવાબ આવશે. " આ પ્રમાણે કહી મી. વૉટ્સ સલામ કરી વિદાય થયો.

દિવસો વિત્યા પરંતુ જવાબ મળ્યો નહિં. સિરાજુદ્દૌલા જવાબ માટે હવે વધારે વખત રાહ જોઇ શક્યો નહિ ! તેણે પત્ર લખી અંગ્રેજો પાસે કલકત્તા એક દૂત મોકલ્યો. દૂત કાર્ય ફખરુલહિજાર ખ્વાજા વાજીદને સોંપવામાં આવ્યું.



# પરિચ્છેદ ૧૬.

## કલકત્તામાં દૂતનું આગમન

ખ્વાજા વાજિદ કલકત્તા પહોંચ્યો અને ગવર્નર ડેકને નવાબનો પત્ર આપ્યો. ગવર્નર ડેક પત્ર વાંચી વિચારમાં પડયો. આ પ્રમાણે થોડો વખત વીત્યો એટલે ખ્વાજા વાજિદની ધીરજ ટકી શકી નહિં. તેણે પૂછયું, " આપ સર્વનો શું મન છે ? પત્રનો ઉત્તર આપવાની આપની ઇચ્છા નથી શું ? "

આ સાંભળી તત્ર ઉપસ્થિત એક અંગ્રેજ બોલ્યો, " જવાબ શું આપીએ ? યદિ અમે નવાબનો કંઇ અપરાધ કર્યો હોત તો ઉત્તર આપત. જ્યારે અપરાધજ કર્યો નથી, ત્યારે ઉત્તર શું આપવો ? "

ખ્વાજા:—ત્યારે તમે પેરિંગ કિલ્લો તોડવા માગતા નથી શું ?

આન્ટ:—કિલ્લો બનાવ્યો હોય તો જરૂર તોડી નાંખીયે. પરંતુ જ્યારે કિલ્લોજ નથી તો પછી તોડીએ શાને ?

ખ્વાજા:—તમે નવાબ બહાદુરનું અપમાન કરો છો.

આન્ટ:—અમે અમારો વેપાર શાંતિ પૂર્વક કરવા માગીએ છિએ. નવાબ બહાદુરના હુકમનું અમે અપમાન કરતા નથી. કદાચ આપ તેમ સમજો તો અમે નિરૂપાય છિએ.

ખ્વાજા:—તમે રાજ-આજ્ઞાનો અનાદર કરો છો, આનો અર્થ એજ થઇ શકે છે.

આન્ટ:—અમે તમારા સાથે વાદવિવાદમાં ઉતરવા માગતા

નથી. તમે માત્ર સામાન્ય દૂત છો. વધારે વાત કરવાની તમારે જરૂર નથી. જાઓ, તમે તમારા સ્થાન પર જાવ.

ખ્વાજાઃ—તમે વ્યાજબી કહો છો. હું અહિંઆ નિવાસ કરવા આવ્યો નથી. તમારે ખાત્રિ પૂર્વક સમજવું જોઇએ કે, હું અહિંઆથી જઇશ પછી ભયંકર પરિણામ ઉપસ્થિત થશે. નવાબ સિરાજુદૌલા પ્રથમથીજ તમારા ઘોર વિરોધી છે. તેનું આ પ્રમાણે અપમાન કરો છો, પછી તમારૂં રક્ષણ થશે નહિ ! તમે વિના કારણ વિપત્તિને નિમંત્રો છો. વિદેશથી આટલે દૂર આવ્યા પછી, તમે બેસવાની ડાળ હાથેથી કાપો તેને યુક્તિસંગત માનો છો શું ? નવાબ બહાદુરનો દ્વેષ વ્હોરી લઇ સમરાનલમાં બળી મરવાના સાધનોની તમે તૈયારી કરો છો.

ખ્વાજા વાજીદની કોઇ વાત અંગ્રેજોને રુચીકર જણાઇ નહિં. તો પણ તેઓએ ક્રોધને અટકાવી રાખ્યો. એક વ્યક્તિએ કહ્યું, "ખ્વાજા સાહેબ, નવાબ બહાદુરનો અમે કોઇ અપરાધ કર્યો નથી, પછી શા માટે અમારા સાથે આવું વર્તન ચલાવવામાં આવે છે, તે અમે સમજતા નથી. કેવી રીતે નવાબનો રોષ ઉતારવો તે અમને સૂઝતું નથી. નવાબ વિના કારણ અપરાધ વગર અમને સમરાનલમાં હોમવા ઇચ્છા રાખે છે, ત્યાં અમારો શું ઉપાય ? તે શક્તિવાન્ છે. તેમની ઇચ્છામાં આવે તે કરે !"

ખ્વાજા વાજિદ આ ઉત્તર લઈ, ક્રોધાન્વિત થઇ વિદાય થયો.

---

# પરિચ્છેદ ૧૭.

## ન્યાયનું સ્વરૂપ.

ઉત્તર આવ્યા પછી સિરાજુદ્દૌલાના ક્રોધમાં ઉમેરો થયો. તેને તો કારણ જોઇતું હતું. તેણે અંગ્રેજોને ઉચિત દંડ આપવાનો નિશ્ચય કર્યો. પરંતુ પુનઃ જાણે માતામહનો અન્તિમ ઉપદેશ સાંભળ્યો હોય તેમ સહસા યુદ્ધ વિગ્રહમાં પ્રવૃત્ત થતાં બીજી વખત હજુ દૂત મોકલવાનો નિશ્ચય કર્યો.

આ દૂત કાર્ય કરે કોણ? કોઇ વાક્પટુ ચતુર મનુષ્યની આવશ્યકતા હતી. કિન્તુ આવી યુક્તના પાત્ર કોને બતાવવો? કોને અંગ્રેજો પાસે મોકલવો! રાજ્યમાં એવો એક મનુષ્ય ખ્વાજા વાજીદ છે. તે તે દિવસે નિરાશ થઇ પાછો આવ્યો એટલે અત્યારે તે પણ નિરુપયોગી હતો.

આ પ્રમાણે વિચાર કર્યા પછી નવાબ સિરાજુદ્દૌલાએ રાજા રામરાયસિંહને બોલાવી કહ્યું કે "વણિક" અંગ્રેજોની ઉચ્છંખલતા સંબંધી તમે સાંભળ્યું હશે! હવે આપણે કયો માર્ગ લેવો.'

રાજા રામરાયસિંહ વિશ્વાસુ અને કાર્યોચિત મનુષ્ય હતો. નવાબ-સરકારમાં તેનો સારો માન-મરતબો જળવાતો હતો. તે જેવો કાર્ય દક્ષ હતો તેવોજ સાહસિક અને પ્રભુપરાયણ હતો. નવાબ અલીવર્દી ખાંએ તેનાથી સંતુષ્ટ થઇને, તેને 'રાજા'નો માનવંતો ખિતાબ આપી મેદનીપૂરની ફોજદારીથી ચડાવી લશ્કર વિભાગનો અધિપતિ બનાવ્યો હતો. આ શિવાય જરુરનાં કાર્ય પ્રસંગે તેની મંત્રણાનુસાર નવાબ કાર્ય કરતો હતો.

માત્ર આશીર્વાદોમાં રાજા રામરાય સિંહની સલાહ પ્રમાણે કાર્ય કરતો હતો, એમ હતું નહિ, પરંતુ તેને ઉપયોગી અને મંત્રણાકુશલ પુરૂષ સમજી નવાબ સિરાજુદ્દૌલા પણ ઘણી વખત તેને પૂછીને કાર્ય આરંભતો. આટલું છતાં બહુધા નવાબ સિરાજુદ્દૌલાનાં સ્વેચ્છા અને હઠ આગળ બીજાઓની સલાહો નિષ્ફળ નીવડતી હતી.

સિરાજના પ્રશ્નના ઉત્તર રૂપે રાજા રામરાયસિંહે કહ્યું, "મેં સઘળી વાત સાંભળી છે, પરંતુ અંગ્રેજોની આવી વ્યવસાયનું કંઈ કારણ જોવામાં આવતું નથી. જે ન્યાયદાતા છે, જેના અનુગ્રહની આબાલવૃદ્ધ સૌ કોઈ આશા રાખે તેની ઉપેક્ષા—તેની આજ્ઞાનું ઉલ્લંઘન—ખરેખર વિસ્મય ઉપજાવે છે! નિશ્ચય પૂર્વક માનો કે પટાંતરમાં કંઈગૂઢ રહસ્ય છે."

સિરાજ:—તે રહસ્ય હું સમજી શકયો છું. મેં જે દિવસથી સાંભળ્યું છે કે કૃષ્ણવલ્લભે ધન—સંપત્તિ સંગ્રહી સપરિવાર કલકત્તાના કિલ્લામાં અંગ્રેજોનો આશ્રય લીધો છે, તે દિવસથી મને સમજાયું છે કે તેઓએ રાજવલ્લભના પ્રલોભનમાં અંધ બની ઘસીટી બેગમને તેના પ્રયત્નોમાં મદદ આપવાનો નિશ્ચય કર્યો છે.

રામ:—હવે ઘસીટી બેગમને તેઓ શું મદદ આપશે ?

સિરાજુદ્દૌલાએ હસીને કહ્યું, "કેમ, હું જેથી બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસનપર ન બેસી શકું—તેવા પ્રકારની મદદ આપશે.

રામ:—તેમાં તો તેઓ નિષ્ફળ નીવડયા. હવે શું કરશે ?

સિરાજ:—રાજવલ્લભે તેઓનાં હૃદય આશા તંતુથી બાંધ્યાં છે, તેના પક્ષવાળાને વિશ્વાસ છે કે રાજવલ્લભ ઇકરામુદ્દૌલાના બાળક પુત્રને ગાદીપર બેસાડી ઘસીટી બેગમના નામથી રાજ્ય—શાસન કરશે.

રામ:—આપને સિંહાસન-આરૂઢ થયેલ જોઇ, શું હજુ પણ તેઓનો ભ્રમ દૂર થયો નથી ?

સિરાજ:—જો ભ્રમ દૂર થયો હોત તો અંગ્રેજ લોકોએ મારા રાજ્યમાંજ રહીને મારા દૂતની અવહેલના કરવાની શક્તિ ક્યાંથી બતાવી હોત ?

રામ:—જ્યાં સુધી મેં સાંભળ્યું છે ત્યાં સુધી તેઓએ આપના દૂતનું અપમાન કર્યું નથી. તેઓએ પોતાના અપરાધનો અસ્વીકાર કર્યો છે. હું ધારૂં છું આપની માન્યતામાં ભૂલ છે,

સિરાજ:—નહિં ! નહિં ! તેવું નથી. મને ઢાકાનો રાજ્ય-ભંડાર જે કૃષ્ણવલ્લભ લૂંટી ગયો છે, તે સર્વસ્વ પાછું જોઇએ છીએ. યુદ્ધ વિગ્રહમાં પ્રવૃત્ત થવાની મારી ઇચ્છા નથી. યુદ્ધ વિગ્રહથી ગરીબ પ્રજાના લાભમાં મોટું નુકશાન થાય છે. પરંતુ ધન-સંપતિ ઇત્યાદિ સઘળું પાછું મળવું જોઇએ, અને કિલ્લો જમીન દોસ્ત થવો જોઇએ. હું અંગ્રેજો પાસે ફરીથી આ કાર્ય માટે દૂત મોકલવા માગું છું. તે પછી મારી માગણીનો અસ્વીકાર થશે તો હું રણક્ષેત્રમાં ઉતરી તેઓને ઉચિત દંડ આપીશ.

સિરાજુદ્દૌલાનાં વચનો સાંભળી રાજા રામરાયસિંહ આશ્ચર્ય મુગ્ધ થયો. તે જાણતો હતો કે, અભિષેક થયા પહેલાં સિરાજુદ્દૌલા અંગ્રેજો સાથે વૈમનસ્ય ઉત્પન્ન કરવાને કોઇ પણ બહાનું શોધતો હતો. તેઓનો કિંચિત્ દોષ જણાતો તો શીઘ્ર માતામહને ઉત્તેજિત કરવાને તે તત્પર થતો હતો. અત્યારે તે રુપિયા મેળવવાના આડંબર નીચે પોતાનું ઇચ્છિત કરવા માગે છે એ તેને સ્પષ્ટ જણાયું તો પણ તે પોતાની વિસ્મયતાને છૂપાવી બોલ્યો, "ત્યારે તમે અંગ્રેજો પાસે પુનઃ દૂત મોકલવા ધારો છો ?"

સિરાજ:—હા ! તેઓ મને અન્યાયી ન કહે, તેટલા માટે હજુ એકવાર તેમ કરવા માગું છું ! તે કાર્ય તમે પોતે ઉપાડી લ્યો, એમ હું ઇચ્છું છું. કદાચ તમે વ્યવસાયને અંગે શીઘ્ર તેમ કરી શકો તેમ ન હો, તો બીજા કોઇ લાયક પુરૂષને મોકલો. આ વખતે પણ તેઓ મારા તરફ અવજ્ઞા કે અસન્માન વૃતિ વાપરશે તો પછી તેઓને ઉચિત દંડ આપવા હું તત્પર થઇશ.

સિરાજુદ્દૌલા પોતાનું ધાર્યું કરવાને તત્પર થયો છે, પછી દૂત મોકલવાનું પ્રયોજન શું? રાજા રામરાયસિંહને તેનું આ પગલું અયુક્ત જણાયું. પરંતુ સ્વામીની આજ્ઞાની અવગણના શી રીત્યે થઇ શકે ! અનિચ્છા છતાં તેને તેમ કરવાની ફરજ જણાઇ. નવાબને પ્રસન્ન કરવા તે બોલ્યો 'મારા વડીલબંધુ આ કાર્ય કૌશલ્ય પૂર્વક કરશે. મારી ઇચ્છા છે કે તેને તમે કલકત્તા મોકલો.'

સિરાજ:—વિશેષ વિલંબ કરવાનું પ્રયોજન નથી. શીઘ્ર તમારા ભાઇને પત્ર આપી કલકતા મોકલો.

"નવાબ બહાદુરની આજ્ઞા પ્રમાણે પ્રબંધ કરુછું, " એટલું કહી તેણે રજા લીધી.

રાજા રામરાયસિંહ આ પ્રસંગે વિચાર કરવા લાગ્યો, કે જ્યારે અંગ્રેજોએ સ્પષ્ટ ભાષામાં કહી આપ્યું છે, કે તેઓએ અપરાધ કર્યો નથી, અને તેઓ વાસ્તવિક રીત્યે નિરપરાધી છે, ત્યારે જ્યેષ્ટ ભ્રાતાને કલકત્તા કેવી રીત્યે મોકલવા ! ગવર્નર ડેક પાસે જઇને શું કહેવું ? તે પુનઃ પણ એજ પ્રત્યુત્તર આપશે. આમ વિચાર કરી તેણે એક યુક્તિ શોધી કાઢી. પોતાના ભાઇને ફેરીવાળાનો સ્વાંગ આપી એક વાહનમાં બેસાડી કલકત્તા મોકલ્યો.

રાજા રામરાયસિંહના ભાઇનું નામ રામહરિસિંહ હતું. તે પણ રામરાયસિંહ પેઠે ચતુર બુદ્ધિમાન, સાહસિક, કાર્યદક્ષ, અને તાત્કાલિક બુદ્ધિબળ વાપરી શકે તેવો પુરૂષ હતો. તે પોતાના ભાઇ સાથે ગુપ્તચર વિભાગમાં કાર્ય કરતો હતો.

## પરિચ્છેદ ૧૮.

### મંથનકાળ.

ઉમાચરણ અથવા અમીચંદનું નામ અમારા પાઠકોથી અજાણ્યું નથી. મહાજન વર્ગમાં જેમ ફતેહચંદ ધન–માન પ્રભૃતિમાં શ્રેષ્ટ અને વિખ્યાત હતો તેજ કક્ષાએ વણિક વર્ગમાં અમીચંદ વિરાજીત હતો. તે બંગાલી નહોતો. પશ્ચિમ તરફનો વણિક હતો. વ્યાપાર અર્થે તે બંગાલમાં આવી વસ્યો હતો. તેના બીજા ભાઇનું નામ દીપચંદ હતું. જે સમયે અલીવર્દીખાઁ નવાબ સરફરાજખાઁ વિરૂદ્ધ યુદ્ધ ઘોષણા કરી સૈન્ય લઇ મુર્શિદાબાદમાં આવ્યો અને સરફરાજખાઁ ને મારી સિંહાસનારૂઢ થયો તે સમયે ઉમાચરણ અલીવર્દીખાઁ સાથે આ દેશમાં આવ્યો હતો. ઉમાચરણ અલીવર્દીખાઁનો અત્યંત વિશ્વાસપાત્ર મનુષ્ય હતો. તે પ્રથમ માત્ર વીસ હજાર રૂપિયા લઇ આ દેશમાં આવ્યો હતો. જ્યારે કોઇના ઉપર લક્ષ્મીની કૃપા થાય છે ત્યારે મહાદરિદ્રવાન પુરૂષ થોડા સમયમાં અતુલ ઐશ્વર્યનો ભોક્તા થાય છે. ઉમાચરણનું આ રીત્યે ભાગ્ય પરિવર્તન થયું હતું.

બંગભૂમિમાં પગ મૂક્યા પછી ઉમાચરણે વ્યાપારમાં ઝુકાવ્યું.

કમલાના પ્રતાપે વ્યાપારમાં દિનપ્રતિદિન તેની ઉન્નતિ થવા લાગી. જોત જોતામાં તે એક વિખ્યાત મનુષ્ય બની ગયો. દેશ દેશાંતરમાં ઉમાચરણનું નામ મશહુર થઇ ગયું. સઘળાઓએ જાણી લીધું કે ઉમાચરણ સુવિખ્યાત પ્રતિષ્ઠિત અને મોટો વ્યાપારી છે. વાણિજ્ય વિષયક ઉમાચરણનું જ્ઞાન અપૂર્વ હતું. ક્વચિતજ કોઇ તેની તે દિશામાં બરાબરી કરી શકે.

એક જૂની કહેવત છે:—"ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ ચાકરી." આ કથન જરા પણ અનુચિત નથી.

ઉમાચરણનું નામ દેશ વિદેશમાં વિખ્યાત હતું. સઘળા તેને જાણતા હતા. તેની પ્રતિષ્ઠા સુવિદિત હતી—એટલે સુધી કે અંગ્રેજ વેપારીઓ હમ્મેશાં તેની સહાયતા લેતા. તેઓ તેના દ્વારા કપાસ, કાપડ ઇત્યાદિ ખરીદતા. વ્યવસાય—વાણિજ્ય કરી તેઘ નકુબેર બન્યો હતો. અંગ્રેજ, ફ્રેન્ચ, આર્મીનિયન આદિ નાના પ્રકારના વેપારીઓ દસ્તાવેજ કરી આપી તેના પાસેથી કરજે નાણાં લેતા. આ સમયે સમૃદ્ધિમાં ઉમાચરણની બરાબરી કરી શકે, એવો કોઇ પણ વેપારી ન હોતો.

ઉમાચરણ વણિક હતો. રાત્રિ દિન વેપારનું ચિન્તવન કરતો, છતા તે અત્યંત વિલાસી હતો. અતુલ ઐશ્વર્યનો સ્વામી હોવા છતાં તે કંજુસ ન હોતો. ભોગ વિલાસમાં તે વિપુલ ધન વ્યય કરતો તેણે લાખો રૂપિયા ખરચી કલકત્તાના નંદબાગમાં એક પ્રાસાદ બંધાવ્યો હતો. તે મકાનને જૂદા જૂદા વિભાગોમાં વિભક્ત કરવામાં આવ્યું હતું. તેનાં નિર્માણ કૌશલ્ય અપૂર્વ હતાં. પ્રાસાદ સામે પુષ્પોદ્યાન આવેલ હતો. તેમાં જાત જાતનાં સુગંધી પુષ્પો બહેકી રહેતાં

હતાં. વિશાળ સિંહદ્વાર હંમેશાં સશસ્ત્ર પ્રહરિઓથી રક્ષિત રહેતું હતું. તેના આ મહેલને જોયા પછી કોઇ તેની પ્રશંસા કર્યા વગર રહી શકતું નહિં. તેનો આ વિશાળ પ્રાસાદ તેમજ ધન સંપતિ જોઇ અંગ્રેજો તેને રાજા સમજતા હતા. જ્યારે લક્ષ્મીની કૃપા થાય છે, ત્યારે સર્વ સાધનો સ્વભાવિક આવી મળે છે.

છદ્મવેશી રામહરિસિંહ નિરાપદ કલકત્તા પહોંચ્યો. તેણે ઉમાચરણને ત્યાં ઉતારો કર્યો. ઉમાચરણ અને રામહરિસિંહને એક બીજામાં પહેલેથી ઓળખાણ હતી. તેઓને અરસ્પરસ સદ્ભાવ હતો. આથી ઉમાચરણે તેને અત્યંત આદર પૂર્વક પોતાના મહેલમાં સ્થાન આપ્યું. બીજે દિવસે ઉમાચરણ અને રામહરિસિંહ અંગ્રેજોની સભામાં ગયા. અને પોતાની ઓળખાણ આપી સિરાજુદૌલાનો પત્ર કાઉન્સિલના સભ્યોના હાથમાં આપ્યો. મી. મેનિંગહામે પત્ર વાંચવો શરૂ કર્યો. પત્ર આ પ્રમાણે હતો:—

" સભ્યગણ !

ઇસ્ટ ઇન્ડિઆ કંપની.

કલકત્તા.

હું તમારા વ્યવહારથી અત્યંત અસંતુષ્ટ છું. તમે મારા દૂતનું યથેચ્છ અપમાન કર્યું છે અને તેમ કરતાં મારી અવગણના કરી છે. મારા રાજ્યમાં રહી તમારા આવા વર્તનથી મને તમારા ઉદ્ધત સ્વભાવનો પરિચય કરાવ્યો છે. તમારે નિશ્ચય પૂર્વક માનવું જોઇએ કે એક વખત મારી ઇચ્છા થઇ તો હું તમને ઉચિત શિક્ષા આપી શકું છું. રાજાની અવજ્ઞા કરનારને શી સજા થાય છે તે તમે જાણતા

હશે. હું દેશનો વાસ્તવિક સ્વામી છું. આ સમયે હું તમને જણાવું છું કે, જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો, અને બંગ ભૂમિમાં રહી વ્યાપાર રોજગાર કરવાની તમારી ઇચ્છા હોય તો, આ પત્ર વાંચી શીઘ્ર મારી આજ્ઞાનું પાલન કરો. તેમ કરવામાં જો વિલંબ કરવામાં આવશે, તો પછી તમને સજા આપવાનાં હું પગલાં લઇશ. લશ્કર લઇ તમારા પર આક્રમણ કરીશ અને તે વખતે તમારી કિંચિત્ વાત પણ સાંભળીશ નહિ. આથી હું કહું છું કે હજુ સમય છે, વિચાર કરી પગલું ભરો, નહિં તો પશ્ચાતાપ કરવાનો વખત આવશે. હું દૂત જવાબ લઇ પાછો આવે, તેની રાહ જોઉં છું. એક બાબતનો સૂક્ષ્મ વિચાર કરજો કે, એક વસ્તુ બનાવવી બહુ મુસ્કેલ છે: તેની બનાવટમાં સેંકડો વર્ષો વીત્યાં હોય છતાં તેને સળગાવી નાંખવી, એ કાર્ય નિમિષ માત્રમાં બની શકે છે. એક વખત આગ લાગી પછી તેને શાંત કરવી અત્યંત મુસ્કેલ છે. ઇચ્છા થાય છે, પરંતુ તે મનમાં રહી જાય છે.

**નવાબ સિરાજુદ્દૌલા.** ”

પત્ર સમાપ્ત થયો. તે વાંચતાંજ કાઉન્સિલના સભ્યો ક્રોધ પૂર્વક ગાજી ઉઠયા. સઘળા એક સાથે બોલી ઉઠયા. “ અમે લોકો કોઇને આધીન નથી. અમે નવાબના આદેશનું પાલન કરી શકશું નહિં ! અમે ઇંગ્લિંડના રાજાની પ્રજા છિએ. માત્ર તેજ હમારો સ્વામી છે. સિરાજુદ્દૌલાની આજ્ઞા અનુસાર અમે કદી વર્તશું નહિં. કાઉન્સિલના સભાસદોના વિચારો જાણ્યા પછી નવાબ દુત રામ હરિસિંહે જવાબ આપ્યો. ” ઇંગ્લંડેશ્વર આપ સર્વના રાજા છે, એ વાત સત્ય છે. પરંતુ આપ સર્વ જાણુતા નથી કે આભૂમિનો ખરો

સ્વામિ નવાબ સિરાજુદ્દૌલા છે. તેના માત્ર એક શબ્દથી તમારી શી દશા થશે, તેનો વિચાર કરો. આપ આટલું બધું સ્વાતંત્ર્ય તેના રાજ્યમાં ભોગવવા ઇચ્છો છો, એ ઉચિત નથી. શું આપ સિરાજુદ્દૌલાને નવાબ તરીકે માનતા નથી ?

પ્રત્યુત્તર રુપે મી. મેનિંગહામે કહ્યું, "અમે તેનો નવાબ તરીકે સ્વીકાર કરીએ છીએ. પરંતુ અમારો ગુન્હો શું છે ? અમારા ઉપર શા માટે આપત્તિ નાંખવામાં આવે છે ? જ્યાં સૂધી અમે જાણીયે છિએ, ત્યાં સૂધી અમે અપરાધ કર્યો નથી."

રામ—ત્યારે મને શું જવાબ આપો છો ? શું હું જાઉં ?

મેનિં—આપ આપની ઇચ્છાપૂર્વક જઇ શકો છો.

રામ—આ શું ? હું નવાબનો પત્ર લાવ્યો છું. તેનો જવાબ તમે નથી આપવા માગતા ?

મેનિં—જે કંઇ કહેવાનું હતું, તે હું કહી ચૂકયો. વિશેષ કંઇ કરી શકતો નથી. અંગ્રેજ લોકો પોતાનું કર્ત્તવ્ય સારી રીતે સમજે છે. તમને સમજાવવાની વિશેષ જરૂર નથી.

રામ—તો પછી પત્રનો ઉત્તર શા માટે આપતા નથી ?

ઉપસ્થિત સભાસદોથી વિશેષ સહન થઇ શકયું નહિં. તથાપિ ક્રોધનો અવરોધ કરી તેઓએ જવાબ આપ્યા "કૃપા કરી તમે જાવ, અમે વિશેષ કંઇ કહેવા માગતા નથી. જ્યારે નવાબ અમને હેરાનજ કરવા માગે છે, ત્યારે તેની ઇચ્છામાં આવે તેમ કરવા તે શકિતવાન છે. પરંતુ અમે પુનઃ કહીએ છીએ કે, અમે નિરપરાધી છીએ."

આવું સાંભળી રામહરિસિંહે મી. મેનિંગહામની રજા લીધી. તેને માત્ર પ્રત્યુત્તર જોઇતો હતો. તેણે મનમાં કહ્યું, "જો, જો, આનુ ફળ હવે કેવું મળે છે ?"

---

## પરિચ્છેદ ૧૯.

### માશીને કાગળ !

દૂત રામહરિસિંહના આગમન પછી સિરાજુદ્દૌલાનું હૃદય ક્રોધથી સળગી ઉઠયું. સૂતેલા સિંહને જગાડવાથી તેનું જે સ્વરૂપ બને છે, તદ્વત્ તેની ભયાનક મૂર્તિ દુશ્મન પર તરાપ મારવા તૈયાર થઇ. બન્ને આંખોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. મુખ મંડલ નવોદિત સૂર્ય પેઠે રક્તવર્ણું થઇ ગયું. હાથ તરવાર ઉપર પડવા લાગ્યો. દાંત કચકચાવી વિકટ ચિત્કાર કરતાં તે બોલ્યો, " શું અંગ્રેજ વ્યાપારીઓમાં એટલી શકિત છે કે વારંવાર મારી આજ્ઞા અને મારા દૂતની અવગણના કરે ? શું તેઓ જાણતા નથી કે તેઓ કોના રાજ્યમાં રહી વેપાર કરે છે ! બંગાલ, બિહાર, ઓરીસાનું સિંહાસન કંઇ ભૂપાલ હીન નથી ! આશ્ચર્યની વાત છે કે જે તેને માત્ર એક શબ્દથી બંગાલ બિહાર, ઓરીસામાંથી હાંકી કાઢી શકે તેમ છે, તેના સામે આવું ઉદ્ધત વર્ત્તન ચલાવવાની હિમ્મત તેઓ ધરે છે. આ કેવું દુઃસાહસ છે ! એક વખત જ્યાં સુધી તેઓને યુકત સજા નહિં કરવામાં આવે ત્યાંસુધી તેઓ કદિ સમજશે નહિ ! ત્યારે જ તેઓ જાણશે કે રાજાની અવજ્ઞા કરવાથી કેવું વિપરીત પરિણામઆવે છે ! "

દૂત રામ હરિસિંહ લાંબો વખત મૌન રહી શકયો નહિ ! હાથ જોડી તેણે નમ્ર અવાજે કહ્યું, " નવાબ બહાદુર, તેઓ અપરાધનો સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે અમે કોઇ અપરાધ કર્યો નથી."

સિરાજઃ—તેઓ શું કહે છે ?

રામહરિઃ—તેઓ કહે છે કે, કૃષ્ણવલ્લભ અમારા મિત્રનો પુત્ર

છે. તેને અહિંઆ રાખવો એ અમારો ધર્મ છે. અમારા ઉપર બીજું તહોમત કિલ્લો બનાવવાનું છે, પરંતુ કિલ્લો અમે બનાવ્યો નથી.

દૂતના વચનો સાંભળતાંજ સિરાજુદૌલાનું લક્ષ બીજી બાબત તરફ દોરાયું. તેણે આ વાતનો એ અર્થ કાઢયો કે તેની ઉપેક્ષા થવાનું મૂળ કારણ ઘસીટી બેગમ છે. માટે પ્રથમ કોઇ રીત્યે ઘસીટી બેગામને વશ કરવી જોઇએ. અંગ્રેજો ઉપર વૈર લેવાનો પ્રયત્ન તે પછી કરવો જોઇએ, એવું સમજી તે આ પ્રસંગે શાન્ત થયો. સિરાજુદ્દૌલાએ નવાબ પદ ધારણ કર્યું પરંતુ રાજવલ્લભ જે બળ ઉપર ઝઝૂમી રહ્યો છે. તેનું નિકંદન કરવામાં આવશે નહિં જ્યાં સુધી રાજવલ્લભની માન્યતા અચળ રહેશે. અને ત્યાં સુધી અંગ્રેજ વ્યપારીઓ ભય પામશે નહિં. કોઇ પણ રીત્યે ઘસીટી બેગમને અંકુશમાં લાવવી જોઇએ, એ તેનો વિચાર દૃઢ થયો.

આવું સમજી સિરાજુદૌલાએ પોતાની માશી ઘસીટી બેગમને પોતાના મહેલમાં પોતાની માતા અને માતામહી પાસે લઇ આવવાનો નિશ્ચય કર્યો. તેણે માન્યું કે ઘસીટી વિધવા છે, તેની રક્ષા કરવાવાળું કોઇ નથી અને વિશેષતઃ ચારિત્રહીન છે. તેથી તેને મોતીઝીલમાં સ્વતંત્ર રીત્યે રહેવા આપવામાં શ્રેય સમાયેલું નથી. અને આમ કરવાથી તેને રાજવલ્લભની સલાહથી તેના સાથે શત્રુતા કરવાની પણ તક મળી શકશે નહિં. આવું વિચારી ઘસીટી બેગમને મોતીઝીલમાંથી અંતઃપુરમાં લાવવાના પ્રયત્નોમાં તે ઉદ્યત થયો.

પરંતુ તેને લાવવી શી રીત્યે, એ વિચારવાની જરૂર હતી. તેણે એક ખુશામદથી ભરેલો પત્ર ઘસીટી બેગમપર લખ્યો.

" માશી !

પુત્ર જ્યારે ઉમ્મર યોગ્ય થાય ત્યારે માતાનું કર્તવ્ય છે કે તેના

મતાનુસારવર્તન કરવું. વિચાર કરવાથી જણાશે કે આપને દરેક પ્રકારનો સંતોષ આપવાનો કર્તવ્ય ભાર મારા ઉપર છે. આપને હું માતાથી ભિન્ન સમજતો નથી. મારી ઇચ્છા છે કે હવે આપે મોતીઝીલમાં એકલાં ન રહેવું અને પોતાની માતા અને ભગિની સાથે રહી શાંતિથી અવશેષ જીવન ગુજારવું. હાલ આપ જ્યાં રહો છો, ત્યાં આપનું રક્ષણ કરવાવાળું કોઇ નથી. વિશેષતઃ આપને એકલાં રહેવું ઉચિત નથી. હું આપને અહિંઆ આવી રહેવા માટે પાલખી તથા માણસો મોકલું છું. આપ કોઇ પણ જાતની આનાકાની કર્યા વગર મને આપનાથી અભિન્ન સમજી, મારે ત્યાં પધારવાની કૃપા કરશો તો તેથી મને એટલું બધું સુખ થશે, કે જેનું વર્ણન હું આ પત્રમાં કરી શકતો નથી.

હું પયગમ્બરના સોગન ખાઇ કહું છું કે જો આપ મારે ત્યાં આવી આપની ભગિની અને માતા સાથે રહેશો તો હું સદૈવ આપનો અનુગ્રહિતદાસ બની રહીશ અને દરેક રીતે આપનું માન સન્માન જળવાય તેવા પ્રયત્નો પ્રાણ રહેતાં સુધી કરવા ચૂકીશ નહિં. આપને કોઈ પણ જાતની ખામી આવવા દઇશ નહિં.

આપનો અનુગત દાસ,
**સિરાજુદ્દૌલા.**

આ પ્રમાણે પત્ર લખી, સિરાજુદ્દૌલાએ ઘસીટી બેગમને અત્યંત સમારંભ અને સન્માન પૂર્વક લાવવાને એક પાલખી મોકલી. કિન્તુ સિરાજનો આ પ્રયત્ન નિષ્ફળ ગયો. ઘસીટી બેગમે તેના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો નહિં અને પાલખી તથા પત્ર લાવનાર મનુષ્યોને તિરસ્કાર પૂર્વક હાંકી કાઢયા.

મનુષ્ય એક વખત ચારિત્રહીન બને છે, પછી તેનું સંશોધન દુઃસાધ્ય બને છે. ઘસીટી બેગમ એક વખત ચારિત્રહીન બની પછી તે દોષનું નિવારણ થઇ શકયું નહિં. **મોતીઝીલ**માં સ્વતંત્ર રીત્યે રહે-વાથી તેને કશી ભીતિ નહોતી. તેણે **મીર નજરઅલી** નામની એક વ્યક્તિને પોતાનો પ્રેમ અર્પણ કર્યો હતો. **મોતીઝીલ**નો ત્યાગ નહિં કરવામાં આ એક પ્રધાન કારણ હતું. આ સિવાય બીજું કારણ એ હતું કે **રાજા રાજવલ્લભ** ઘસીટી બેગમનો દીવાન હતો. તેના કહેવા પ્રમાણે તે ઉઠતી બેસતી હતી. **રાજવલ્લભ** જે કંઇ કહે તે તે આચ-રતી હતી. ઘસીટી **રાજવલ્લભ**નો આશા તંતુ હતો. યદિ ઘસીટી તેના હાથમાંથી છટકે, તો સ્વાર્થ સિદ્ધનો માર્ગ બંધ થાય અને તેનું ભાગ્ય ચક્ર વિપરીત રીત્યે ફરી જાય, તેમ હતું. આથી પ્રતિદિન **રાજવલ્લભ** ઘસીટી બેગમને એવી સલાહ આપતો હતો કે જેથી તે **મોતીઝીલ**નો ત્યાગ કરવાનો વિચાર પણ ન કરે. ઘસીટી રાજવલ્લ-ભની આવી સલાહથી તેમજ પોતાના પ્રણયભાજન **મીર નજરઅલી** સાથે મળતી સ્વતંત્રતાના યોગે **મોતીઝીલ**નો ત્યાગ કરવાને અસમ્મત થઇ. તેણે લશ્કરને એકઠું કરી એવી આજ્ઞા આપી કે **સિરાજુદ્દૌલા**ને **મોતીઝીલ**પર આક્રમણ કરવા આપવું નહિં. **રાજવલ્લભ** અને **મીર નજરઅલી** બંને પોતપોતાના સ્વાર્થની સિદ્ધિ અર્થે **મોતીઝીલ**ના સિંહદ્વાર પર લશ્કર એકત્ર કરી **સિરાજ**ના આક્રમણને અટકાવવા તૈયાર રહ્યા.

**સિરાજુદ્દૌલા** પોતાની માશીને અંતઃપુરમાં લાવવા માટે જ્યારે યથાસાધ્ય પ્રયત્નો કરતાં પણ કૃત કાર્ય ન થયો અને જ્યારે તેણે જોયું કે ઘસીટી બેગમ **રાજવલ્લભ**ની કુમંત્રણાથી અને **મીર નજર**-અલીની પ્રેરણાથી દોરવાઇ તેના સામે યુદ્ધ ઉપસ્થિત કરવાને પ્રયત્ન કરે છે, ત્યારે તેણે તેનાં માન રક્ષણનો પ્રશ્ન એક બાજુપર મૂકયો અને તેનું માન ખંડન કરવા, **રાજવલ્લભ**ની સઘળી ઇચ્છાઓ જમીન

દોસ્ત કરી તેને હુમ્મેશને માટે સ્વાર્થ સિદ્ધ કરતો અટકાવવા, તેમજ મીર નજરઅલીને ઉચિત દંડ આપવા સેનાધ્યક્ષ દોસ્ત મુહમ્મદખાં ને મોતીઝીલપર હુમલો કરવા આજ્ઞા આપી અને વિશેષતઃ ફરમાવ્યું કે ઘસીટી બેગમને તેનાં ધન સંપત્તિ સાથે બન્દીવાન બનાવી રાજ–અંતઃપુરમાં લાવવી.

વિપક્ષીઓનાં સઘળા પ્રયત્નો, સઘળી આશાઓ, સઘળી યુક્તિઓ, નિષ્ફળ ગયાં. રાજા રાજવલ્લભ અને મીર નજરઅલીએ જે સૈન્ય એકઠું કર્યું હતું તે સિરાજુદ્દૌલાના લશ્કરનું પ્રમાણ પોતાથી અત્યંત વધારે જોઇ પ્રાણ બચાવવા નાસી છૂટયું. જે કોઇ અવશેષ રહ્યા તેઓએ હથિયાર મૂકી દીધાં. નવાબના સૈન્યે આવી મોતીઝીલપર સ્વામીત્વ મેળવ્યું. મીર નજરઅલી અત્યંત દુઃખદ સ્થિતિમાં આવી પડયો. તે પ્રાણ બચાવવાની ભ્રાંતિમાં આવી પડયો તો લડે કયાંથી ? અંતે તે સેનાપતિ દોસ્ત મુહમ્મદખાંને શરણે ગયો અને વિપુલ દ્રવ્ય આપી મુક્તિ મેળવી. યુદ્ધ કરવાના પરિશ્રમ વગર, કિંચિત્ રક્તપાત વગર સિરાજે મોતીઝીલપર અધિકાર મેળવ્યો અને ઘસીટી બેગમની સઘળી ધન સંપત્તિ હાથ કરી.

પરંતુ સિરાજુદ્દૌલાએ ઘસીટી બેગમનો દોષ દીલમાં વસાવ્યો નહિં. તેણે દિલનો રોષ એક કોરે મૂકી તેને અત્યંત સન્માન પૂર્વક જનની અને માતામહીની સાથે અંતઃપૂરમાં સ્થાન આપ્યું. સિરાજુદ્દૌલાએ વિચાર્યું કે ઘસીટી બેગમ સાથે સદ્‌વ્યવહાર રાખવામાં તે તેનો હેતુ વધારે સારી રીતે સાધી શકશે.

કાળ ચક્ર ફરી ગયું. રાજા રાજવલ્લભનો આશા તંતુ તૂટી ગયો. જે આશામાં લુબ્ધ બની તે સિરાજુદ્દૌલાનુ નિર્મૂલ ન કરી રાજ્યાધિકાર મેળવવા માગતો હતો, તે આશા નષ્ટ પ્રાયઃ થઇ. સઘળું કૌશલ્ય, સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા.

---

# પરિચ્છેદ ૨૦.

## નવાબનું સાન્તવન.

અંગ્રેજોએ જાણ્યું કે શત્રુ સમૂહમાં એક બળવાન શત્રુ વધારવો, એ ઇચ્છવા યોગ્ય નથી. આથી તેઓએ નવાબ પાસે એક દૂત મોકલ્યો. નવાબ સિરાજુદ્દૌલા અંગ્રેજો તરફ અત્યંત અસંતુષ્ટ હતો. તે તેઓના ઉપર રોષથી બળતો હતો. અંગ્રેજોના પ્રતિનિધિને પોતાના સમક્ષ આવેલ જોઇ તે બોલ્યો, "હું તમારા વર્તનથી અત્યંત અપ્રસન્ન છું ! તમે વારંવાર મારી અવજ્ઞા કરી છે, અને મારા દૂતની યથેષ્ટ અવગણના કરી તેનો તિરસ્કાર કરવા ચૂક્યા નથી. આ સાહસ તમે શા માટે કર્યું ?

પ્રતિનિધિએ કહ્યું "હજુર ! આપ ન્યાય મૂર્તિ છો. આપ વિચાર કરો. અંગ્રેજ લોકો આપના રાજ્યમાં રહીને આપના દૂતનો તિરસ્કાર કરે એ વાત કદિ બની શકે નહિ.

સિરાજઃ—તમે શું કહેવા માગો છો ? શું અંગ્રેજોએ મારા દૂતનું અપમાન નથી કર્યું ?

પ્રતિનિધિઃ—આપ ધર્માવતાર છો. ઇચ્છો તે કરી શકો છો. આપના પાસે હું અસત્ય ઉચ્ચાર કરીશ નહિ ! એક દૂત કલકત્તા આવ્યો હતો. પરંતુ એ કેમ માની શકાય કે નવાબ બહાદુરનો દૂત એક સામાન્ય ફેરીવાળાનો સ્વાંગ ધરી આવશે ?

સિરાજઃ—શું દૂતે પોતાની ઓળખાણ આપી મારો પત્ર તમને નહોતો આપ્યો ?

પ્રતિનિધિઃ—પત્ર આપ્યો હતો પણ કાઉન્સિલના સભ્યોને તેનો વિશ્વાસ નહોતો આવ્યો.

સિરાજઃ—તેણે પોતાની ઓળખાણુ આપી છતાં તમને તેનો વિશ્વાસ ન આવ્યો !

પ્રતિનિધિઃ—અમીચંદ અંગ્રેજોનો પરમ શત્રુ છે. આપના દૂતને તેના સાથે આવેલ જોઇ, અમોને લાગ્યું કે, આ સઘળી અમીચંદની ધૂર્ત્તતા છે. યુક્તિપૂર્વક અમને ભય વિવશ બનાવી તે પોતાના કાર્યની સિદ્ધિ કરવા માગે છે ? આપનો દૂત અમીચંદ સાથે ન આવ્યો હોત, તેણે પોતાનો કૃત્રિમ સ્વાંગનો ત્યાગ કર્યો હોત અને તેણે એક રાજદૂતના રુપમાં પોતાનો પરિચય આપ્યો હોત તો અમે તેનું અપૂર્વ સન્માન કરત, કે જે સાંભળી આપને પણ આનંદ થાત.

સિરાજઃ—વારૂ સમજાયું પરંતુ મેં પેરિંગ કિલ્લો તોડવાનું તથા રાજવલ્લભના પુત્રને મારા પાસે મોકલવાની અંગ્રેજોને આજ્ઞા કરી હતી, તેનું શું થયું ?

પ્રતિનિધિઃ—અંગ્રેજો આપની આ આજ્ઞા પરત્વે નિશ્ચિંત નથી. તેઓએ ઇંગ્લંડના અધિકારીઓ ઉપર સમાચાર મોકલ્યા છે અને પ્રત્યુત્તરની રાહ જુએ છે.

સિરાજઃ—જવાબ કયારે આવશે ?

પ્રતિનિધિઃ—આશા છે કે બે ચાર દિવસમાં જવાબ આવી જશે.

સિરાજઃ—ઇસ્ટ ઇન્ડિઆ કંપની આ બાબતનો યોગ્ય પ્રબંધ હવે જલ્દી નહિં કરે તો યાદ રાખજો કે તેઓનો વ્યાપાર બંધ કરતાં અને જાતે પરિશ્રમ લઇ કિલ્લો તોડી પાડતાં વાર લગાડીશ નહિં.

પ્રતિનિધિઃ—આપને એ સંબંધે હવે વિશેષ કષ્ટ ભોગવવું પડશે નહિં. અમે જલ્દી આપને સંતોષ થાય તેવી યોજના કરશું.

આ સાંભળી સિરાજ શાન્ત થયો.

## પરિચ્છેદ ૨૧.

### ચંચલ નવાબ અને કલકત્તા પ્રયાણ.

રાજા સર્વ વાતે સુખી હોય છે, એ માત્ર કહેવત રૂપેજ કથાયું છે. વાસ્તવિક તેઓ સુખ-શાન્તિના ભોકતા નથી. રાત્રિ દિવસ તેઓના ચિતમાં દારુણ દુશ્ચિંતા, ઉદ્વેગ, સ્વાર્થ પરમાર્થનું ભીષણ સંઘર્ષણ, રકતપાત, આદિ ઘર કરી રહેલાં હોય છે. હજુ તો સિરાજુદ્દૌલાએ પોતાના એક ગૃહશત્રુને પરાસ્ત કરી નિશ્ચિંતતા મેળવી નહિં તેટલામાં બીજો એક ગૃહશત્રુ ઉપસ્થિત થયો. પુર્નિયાના અધિપતિ શૌકતજંગે નવાબ તરીકેનો પોતાનો હક જાહેર કર્યો. તેનો પરાભવ કરવાને સિરાજુદ્દૌલાએ લશ્કર સાથે પુર્નિયા તરફ પ્રયાણ કર્યું.

તરલમતિ સિરાજુદ્દૌલા હજુ પુર્નિયા પહોંચ્યો ન હોતો, ત્યાં માર્ગમાં તેને અંગ્રેજોના અતિ ઉત્તરની સ્મૃતિ થઇ આવી. પોતાનો પ્રથમ આદેશ યાદ લાવી તેણે કલકત્તા એક પત્ર લખ્યો; પત્રનો આશય નીચે પ્રમાણે હતો.

### સભ્યગણ, ઇસ્ટ્ ઇન્ડિયા કંપની !

મેં તમને પેરિંગ કિલ્લો તોડી નાંખવાને લખ્યું પરંતુ તમે હજુ તે પ્રમાણે વર્તન કર્યું નથી તેમજ મારી ઇચ્છા પ્રમાણે કૃષ્ણ-

વલ્લભ મને સ્વાધીન કર્યો નથી. હવે હું વધારે વાર તમારાં જુઠાં વચનો ઉપર વિશ્વાસ રાખીશ નહિં. આ વખતે હું યુદ્ધ નિમિત્તે બીજી દિશા તરફ જવા નીકળ્યો છું. નહિં તો હું પોતે આવીને કિલ્લો તોડી પાડત. હવે હું આજ્ઞા કરું છું કે, જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો આ પત્ર વાંચતાંજ પેરિંગ કિલ્લો જમીનદોસ્ત કરો અને કૃષ્ણવલ્લભને મુર્શિદાબાદ મોકલી આપો. વિલંબ થશે તો નિશ્ચય માનજો કે દુર્ગનું નિર્મૂલન થશે અને મી. ડેકને ભગીરથીના અગાધ જલમાં સમાધિ લેવી પડશે.

**નવાબ સિરાજુદ્દૌલા.**

અંગ્રેજો ઉપર આ પ્રમાણે પત્ર લખી સિરાજુદ્દૌલાએ યુદ્ધ માટે પ્રયાણ કર્યું. આ ભયયુક્ત પત્ર અંગ્રેજોને મળ્યો ત્યારે તેઓ મૌન્ય રાખી શકયા નહિં. પત્રનો જવાબ આપવો આવશ્યક હતો પરંતુ ભયવશ તેઓ કંઇ પ્રત્યુત્તર વાળી શકયા નહિં. છેવટ મી. ડ્રેકે સિરાજુદ્દૌલા પર નીચે પ્રમાણે પત્ર લખ્યો.

"નવાબ બહાદુરના આદેશનું ઉલ્લંઘન કરવું એ અમારી શક્તિ બહાર છે. સ્વદેશનો ત્યાગ કરી સાત સમુદ્ર તેર નદી ઓળંગી અત્રે આવ્યા પછી વિદેશમાં યુદ્ધ કરવાની અમે કદિ ઇચ્છા રાખતા નથી. ફ્રેન્ચ લોકો સાથે યુદ્ધ થશે, એવી આશંકા અમોને સદૈવ રહ્યા કરે છે, વિશેષતઃ તેથી આપની સાથે વૈર બાંધી અનર્થને સ્વતઃ શિરપર વ્હોરી લેવાની અમારી ઇચ્છા નથી. યુદ્ધથી આપત્તિ શિવાય અન્ય કોઇ સંભવ નથી. અમે લોકો આપના માર્ગમાં આવવા માગતા નથી. અમારા શત્રુગણોની કૃત્રિમ વાર્તાઓ સાંભળી આપ ભલે માનો કે અમે તમારા શત્રુ છિએ. પરંતુ વાસ્તવિક તેમ નથી. અમે કોઇ

પણ એવું કામ કર્યું નથી કે જેથી અમારી તમારા તરફની શત્રુવટ જાહેરમાં આવે. આપે કદાચ કંઇ સાંભળ્યું હશે તો તે અમારા શત્રુ મુખે સાંભળ્યુ હશે. અમોએ કલકત્તાની બહાર કોટ બનાવ્યો નથી, પરંતુ અમારા પ્રબળ શત્રુ ફ્રેન્ચ લોકો ક્યારે યુદ્ધ જગાડશે, તેનો અમને ભય હોવાથી ગંગા તરફ તોપ ચલાવવાનાં જે સ્થાનો તૂટી ગયાં છે, તે માત્ર પુનઃ મરામત કરાવ્યાં છે. આ શિવાય અમોએ ખાસ યોજના કશી કરી નથી. જ્યાંથી નુકશાનની પ્રત્યક્ષ સંભાવના હોય, તત્સંબંધે તત્પર ન રહેવું એ તમે પોતે પણ ડહાપણ ભરેલું ગણુશો નહિં.

આપનો અનુગત અને આશ્રિત

ડ્રેક

કલકત્તાનો ગવર્નર

સિરાજુદ્દૌલાને આ પત્ર રાજમહલમાં મળ્યો. પત્ર વાંચતાંજ ક્રોધાનલ પ્રજ્વલિત થયો. છંછેડાયેલા વિષધર સર્પ પેઠે તે આસન પર ટટ્ટાર બેઠો અને જોરથી બુમ પાડી બોલ્યો, " શું વારંવાર મારી અવજ્ઞા ? વારંવાર મારી સાથે ચાતુર્ય ! શું અંગ્રેજ લોકો જાણતા નથી કે આ બાજી તેઓ કોના સાથે ખેલે છે ? હવે હું વિશેષ વિલંબ કરવા માગતો નથી. અવશ્ય હું તેઓને ઉચિત શિક્ષા આપીશ. તેઓની વાણિજ્ય આશાને આ સમયે હું ગંગાના અગાધ જલમાં પધરાવી દઇશ કોઇ રીત્યે તેઓને ક્ષમા આપીશ નહિં."

સિરાજુદ્દૌલાનું મુખ અત્યત ભયંકર જણાવા લાગ્યું. તેની આવી પ્રકાંડ ત્રાસદાયક મૂર્તિ જોઇ, નોકર, ચાકર, મિત્ર, અમીર, ઉમરાવ સઘળા સ્તંભિત થઇ ગયા. કોઇની હીમ્મત ચાલી નહિં કે

તેના પાસે જઈ તેનું સાન્તવન કરે! સઘળા નિર્વાક્ અને ભયભીત બની ગયા. અંગ્રેજોનું દમન કરવામાં તેણે હવે વિશેષ સમય ગુમાવવો ઉચિત ધાર્યો નહિં, તેણે શૌકતજંગ ઉપર આક્રમણ કરવાને પ્રયાણ કર્યું હતું પણ હમણાં તે બાબત પડતી મૂકી અંગ્રેજોને દંડ આપવા કલકત્તા તરફ જવાનો નિશ્ચય કર્યો. તેણે સેનાપતિને આજ્ઞા કરી કે સૈન્ય, સામંત, ગોળા ગોળી, તોપ, બન્દુક હાથી ઘોડા ઇત્યાદિ કિંચિત સમય ખોયા વગર મુર્શિદાબાદ મોકલી આપવા.

નવાબની ઉપરોક્ત આજ્ઞા મળતાં ચોતરફ કોલાહલ મચી રહયો. ગજપતિઓ ગજરાજ ઉપર, અશ્વારો અશ્વ ઉપર, પાયદળ પોતાની બંદુકો સ્કંધ ઉપર રાખીને ચાલવા લાગ્યા. મોટા બળવાન્ બળદો તોપોની ગાડીઓ ખેંચવા લાગ્યા. ગોળા, ગોળી, દારૂ ઇત્યાદિથી લાદેલા ઉંટો ઉતાવલથી ચાલવા લાગ્યા. મહા કલરવથી દિક્પાલ ડોલશે કે શું એવો ભાસ થવા લાગ્યો. સિરાજની વિપુલ સામગ્રી મુર્શિદાબાદ મોકલવામાં આવી. સઘળા સમજ્યા કે હવે અંગ્રેજ વ્યાપારીઓ બચવાના નથી.

---

## પરિચ્છેદ ૨૨.

---

### કરાર.

નવાબના લશ્કરે કાસિમબાઝારમાં આવી પોતાનો મુકામ નાંખ્યો. ઉમરબેગ જમાદાર ત્રણ હજાર માણસોનું લશ્કર લઇ અંગ્રેજ લોકોના કિલ્લાના સામેના મેદાનમાં પહોંચ્યો. સૈન્યનો આ રીતે જમાવ

થતો જોઇ, કોઇએ બીતી બતાવી નહિં. કારણકે સર્વત્ર એ વાતો વિદિત હતી કે નવાબનું સૈન્ય જ્યારે બહાર નીકળે છે ત્યારે માર્ગમાં આ રીતે પડાવ નાંખે છે. ૪૦ સ૦ ૧૭૫૬. ૨૪ મી મે સોમવારનો દિવસ વીત્યો. બીજે દિવસે બસો ઘોડેસ્વાર આવી પહોંચ્યા અને તેના પછી એક પ્રહર વિત્યાબાદ બસો ત્રણુસો ગોલંદાજ તથા યુદ્ધમાં કસાયેલા હાથીઓ આવ્યા. આથી કાસિમ બાજારમાં આ પ્રસંગે જે કોઇ અંગ્રેજો હતા તે ધીરે ધીરે ભયનું સાનિધ્ય સમજવા લાગ્યા. તેઓએ અનુમાન કરી લીધું કે આ સઘળી તૈયારી તેઓના માટે થાય છે. અંતે નવાબે અમારો સર્વનાશ કરવાની પ્રવૃત્તિ કરી છે.

કિલ્લાની બહાર નવાબનું લસ્કર શાંતિથી પડાવ નાંખી રહ્યું. દુર્ગની અંદર અંગ્રેજોમાં અશાંતિ ફેલાઇ ગઇ. તેઓની એક સભા મળી. સભામાં સાઇક્સ્, વોરન્ હેસ્ટિંગ્સ, ડાકટર ફોર્બ્સ, એચ. વોટસ્, વોટસન, કુલેટ, વિલિયમ્ વોટર્સ, ચેમબર્સ, આદિ મહાશયો એ હાજરી આપી હતી. વાદ વિવાદના પરિણામે નિર્ણય થયો કે નવાબે અવશ્ય યુદ્ધ કરવાની ઇચ્છાથી સૈન્ય એકત્ર કર્યું છે. હવે નિશ્ચિંત રહેવું યોગ્ય નથી. અંગ્રેજોએ યુદ્ધની તૈયારી કરવા માંડી.

અંગ્રેજોનો કાસિમ બાજારનો કિલ્લો વર્તમાન કિલ્લા પેઠે સુદૃઢ અને પ્રકાંડ નહોતો. તેનું બાંધકામ મનમાનતું નહોતું. છતાં તે વખતનો કિલ્લો એવો હતો કે જે શત્રુનું આક્રમણ થોડું ઘણું રોકી શકે. કિલ્લો ચોખુણુ નહોતો, પરંતુ જોનારને એવો ભાસ કરાવતો હતો. તેની ચારે બાજુએ મજબુત ગઢ કરવામાં આવ્યો હતો. દરેક બાજુ એક એક બુરજ હતો અને પ્રત્યેક બુરજપર દશ દશ તોપો

હતી. આ શિવાય ગંગા તરફ બત્રીશ તોપો ગોઠવવામાં આવી હતી. સિંહદ્વારોપર બે મોટી તોપો હતી અને કિલ્લાની અંદર પણ ઘણી તોપો ગોઠવવામાં આવી હતી. આ તોપોનો સલામી પ્રસંગે ઉપયોગ કરવામાં આવતો હતો, પરંતુ યુદ્ધ પ્રસંગે તેનો ખરો ઉપયોગ થતો હતો. કિલ્લાના રક્ષણ અર્થે ૩૫ ગોરા સિપાઇઓ, અને ૩૫ હિન્દુ સિપાઇઓ મળી કુલ્લ ૭૦ સૈનિક હતા. દુરદર્શી **મી.** વોટસે જોયું કે આટલા નાના સૈન્યથી નવાબના સામે યુદ્ધમાં ઉતરવું મુશ્કેલ છે. પરંતુ નિરૂપાય થઈ જે કંઇ હતું તેની સહાયથી **મી.** એનસાઇના ક્લિયટ યુદ્ધ કરવાને તૈયાર થયો. ગોળા, ગોળીઓ, દારૂ, તોપો, બંદુકના ઉપયોગ અર્થે યુદ્ધ ક્ષેત્રમાં લાવવામાં આવ્યા. **મી.** વોટસ પરિશ્રમ લઈ રાત્રિદિવસ ખાવાપીવાની સામગ્રી એકઠી કરવા લાગ્યો. કિલ્લાની અંદર યુદ્ધ કરવાની તૈયારી થવા માંડી.

૨૪, ૨૫, ૨૬ મે એમ ત્રણ દિવસો વીતી ગયા. ૨૭ની રાત્રિ વ્યતીત થઇ છતાં નવાબના સૈન્યે યુદ્ધની શરૂઆત કરી નહિં. તેઓ માત્ર શિબિર સ્થાપી પડયા હતા, પણ યુદ્ધ કરવાનું કંઇ ચિન્હ દર્શાવ્યું નહિં. નવાબ સૈન્યને આ પ્રમાણે નિશ્ચેષ્ટ જોઇ અંગ્રેજોની ઉત્કંઠાની સીમા રહી નહિં ! અનેક તર્ક વિતર્ક કરવામાં આવ્યા, પરંતુ કોઇ ખરૂં કારણ શોધી શકયું નહિં. છેવટ નિર્ણયાત્મક વિચાર ઉપર આવવા માટે ડાકટર ફ્રોર્થને ઉમરબેગ જમાદાર પાસે મોકલવામાં આવ્યો. અંગ્રેજ પ્રજા હંમેશાં સાહસિક, અધ્યવસાયી, પરિશ્રમી અને કાર્યકુશલ ગણાઇ છે. તેઓએ એક વખત નિશ્ચય કર્યો પછી તે કાર્ય હરકોઇ બ્હાને પૂર્ણ કરવાનાજ! જે કંઇ બુદ્ધિ ગમ્ય હોતું નથી ત્યાં તેઓની દ્રષ્ટિ પહોંચે છે. તેઓ પ્રાણની પરવા કરતા

નથી. શોક, દુઃખ, પરિતાપથી ડરતા નથી. આજ કારણથી આજે તેઓ દુનિયાની પ્રજામાં અગ્ર સ્થાને વિરાજિત છે.

ડાકટર ફ્રેર્થ્ સાહસ કરીને નવાબના સૈન્યનો નિવાસ હતો ત્યાં પહોંચ્યો, અને ઉમરબેગ જમાદારને મળ્યો. તેણે તેને પૂછ્યું, "આપે સૈન્ય શા માટે એકત્ર કર્યું છે."

ઉમરબેગઃ—વૉટ્સ્ સાહેબને પકડવા નવાબ બહાદુરે આ સૈન્ય મોકલ્યું છે.

એક શંકાનું નિવારણ થયું પરંતુ તરતજ બીજી શંકાએ તેનું સ્થાન લીધું. ઉમરબેગની વાત સાંભળી ડાકટર ફ્રેર્થે વિસ્મય પૂર્વક પુછ્યું "વૉટ્સ્ સાહેબને પકડી લઇ જવાનું કારણ?"

ઉમરબેગઃ—અંગ્રેજ વ્યાપારીઓ અત્યંત મગરુર બન્યા છે. તેઓએ નવાબ બહાદુરની આજ્ઞાનો અનાદર કર્યો છે. ઇચ્છામાં આવે છે તે કરે છે અને એ રીત્યે પોતાના ગર્વનો પરિચય આપી રહ્યા છે, તેથી વૉટ્સ્ સાહેબે લેખિત જામીનગીરી આપવી પડશે, કે જેથી ભવિષ્યમાં આવું બને નહિં.

ડાકટર્ ફ્રેર્થ્ સમજી ગયો કે આ વખતે નવાબ્ મક્કમ પગલું ભરવા માગે છે. તેણે ઉમરબેગને કહ્યું, "સમજો કે વૉટ્સ્ સાહેબ લેખિત જામીનગીરી આપવામાં સમ્મત ન થાય, અને તમને સ્વાધીન ન થાય તોપછી ?"

ઉમ્મરબેગ જમાદારે ગંભીરતા પૂર્વક કહ્યું, "તો પછી આ સૈન્ય લાવવાનું પ્રયોજન શું ? સ્વેચ્છાથી અમારા સાથે તે નહિં આવે તો હું તેને તેમ કરવાની ફરજ પાડીશ. નવાબ બહાદુરની વિપુલ યુદ્ધ સામગ્રી સામે અંગ્રેજ વેપારીઓની શું મજાલ છે ?

ડાકટર ફોર્થનો હેતુ સિદ્ધ થયો. રહસ્ય સમજાયું. તે કંઇ પણ પ્રતિ ઉત્તર આપ્યા વગર કિલ્લામાં આવ્યો. ખરી સ્થિતિ જાણ્યા પછી અંગ્રેજોનાં ભય, ઉત્કંઠા દૂર થયાં. સહસા નવાબના દરબારમાં જવાની હીમ્મત કોઇએ કરી નહિં, પરંતુ શીઘ્ર મી. વૉટ્સે આ વિડંબણાનું નિવારણ કર્યું. તેણે પોતાનાં પહેલાના સહાયક નગરશેઠ મહતાબચંદને મળી, સિરાજુદૌલાનો અભિપ્રાય શું છે, શાથી તેનું સાન્તવન થશે, અમે શું અપરાધ કર્યો છે, ઇત્યાદિ હકીકત પૂછી. મહતાબચંદે પ્રસંગોપાત નવાબનું હાર્દ જાણી લીધું હતું એટલે તેને ખબર હતી કે સિરાજ અવશ્ય આ વખતે અંગ્રેજોનું અનિષ્ટ કરવા માગે છે. મી. વૉટ્સ્‌ને તેણે કહ્યું, આ પ્રસંગે જ્યાં સુધી પેરિંગ કિલ્લો જમીન દોસ્ત નહીં કરવામાં આવે ત્યાં સુધી સિરાજુદૌલાનું સાન્તવન થશે નહિ. અને જ્યાં સૂધી તમે લેખિત જામીનગીરી આપશો નહિં ત્યાં સૂધી તે યુદ્ધ ઉપરથી પોતાનું મન ઉતારશે નહિં. આ વખતે નજરાણાથી કામ ચાલશે નહિં. અત્યારે કોઇ તેને અટકાવે તેમ નથી. નવાબ અલીવર્દીખાઁની હયાતિમાં દીર્ઘદ્રષ્ટિથી કામ લેવામાં આવતું પણ અત્યારે તે કોઇ રીત્યે સમજશે નહિં. તેણે તમને ઉચિત દંડ આપવાનો નિશ્ચય કર્યો છે. માટે તમે જ્યાં સુધી કરાર નહિં કરો ત્યાં સુધી તે શાન્ત થશે નહિં."

મી. વૉટ્સ્ ભયચકિત થયો. તે સમજતો હતો કે કાસિમ બાજારની કોઠીપરનું આક્રમણ જામીનગીરી મેળવવાનું કૌશલ્ય માત્ર છે. પરંતુ હવે તેને ભૂલ સમજાઇ. તેણે નિરુપાય બની આ સમાચાર કલકત્તા મોકલ્યા. તેઓએ સલાહ કરી મી વૉટ્સ્‌ને કહી મોકલાવ્યું કે કોઇ પણ રીત્યે નવાબને પ્રસન્ન કરવા યત્ન કરવો. કલકત્તાથી આજ્ઞા મળતાં નવાબનું સાન્તવન કરવા મી. વૉટ્સે નવાબના દરબાર

તરફ પ્રયાણ કર્યું.

સિરાજુદ્દૌલા વૉટ્સ્ ઉપર અત્યંત ક્રોધિષ્ટ હતો. તેને જોતાંજ હાથમાં આવેલ શિકાર પેઠે ઘુરકતો તે બુમ પાડી બોલ્યો, "આજ સુધી હું સમજતો હતો કે અંગ્રેજ લોકો–સરળ સ્વભાવના છે. યુદ્ધ વિગ્રહ તેઓ સમજતા નથી. પરંતુ હવે મને મારી એ ગંભીર ભૂલ જણાઇ છે. જ્યાં સુધી તે લોકોને તેઓના વર્તન ઉચિત દંડ–સજા મળશે નહિ, ત્યાં સુધી મને ખાત્રિ છે કે તેઓનો ઉદ્ધત સ્વભાવ દૂર થશે નહિં."

સિરાજુદ્દૌલાની પ્રચંડ મૂર્તિ જોઇ મી. વૉટ્સનો કંઠ સુકાવા લાગ્યો. એક પણ શબ્દ બોલવાની હીમ્મત ચાલી નહિ. તેણે જાણ્યું કે હવે નવાબ તેને પ્રાણ દંડ આપવામાં વિલંબ કરશે નહિં.

ઉપસ્થિત મિત્ર, સભાસદ સઘળા સ્થંભિત થઇ ગયા. સઘળાઓએ જાણ્યું કે વૉટ્સ્‌ની જીવનલીલા આજ અવશ્ય સંકેલાશે. મી. વોટ્સ્‌ને ભયભીત તથા નિરવ જોઇ સિરાજુદ્દૌલાએ કહ્યું, "આ વખતે હું તમને કદિ જવા આપીશ નહિં. યદિ મારા રાજ્યમાં રહી તમે લોકો વેપાર કરવા માગતા હો તો લેખિત જામીનગીરી લખી આપો. તે શિવાય તમને અહિંમાંથી જવા દેવામાં આવશે નહિં." મી. વૉટ્સે વિચાર કર્યો કે જ્યારે અમારે યુદ્ધમાં ઉતરવું નથી, ત્યારે પછી નવાબનો અનાદર શા માટે કરવો! તેણે હસ્ત દ્વય જોડી કહ્યું, "શું લખી આપવું પડશે, આજ્ઞા કરો?"

સિરાજ:—બાગબાજારના પેરિંગ દુર્ગનું નિર્મૂલન કરવું પડશે. જે જે વિશ્વાસઘાતક કર્મચારી રાજદંડની ભીતિથી કલકત્તામાં છુપાયા છે, તેને મારે સ્વાધીન કરો. ઇસ્ટ્ ઇન્ડિઆ કંપનીએ કર આપ્યા સિવાય બંગાલમાં વેપાર કરવાની દિલ્લીના બાદશાહ પાસે-

થી સનદ મેળવી છે, તે બહાને યુરોપના બીજા વ્યાપારીઓ પણ કર આપ્યા વગર વેપાર કરે છે અને રાજ ભંડારને નુકશાન પહોંચાડે છે તેની નુકશાની ભરી આપો અને કલકત્તાનો જમીનદાર હોલવેલ દેશી પ્રજાપર અત્યાચાર કરે છે, તેને તેમ કરતો અટકાવો.

નવાબની ઉપરોક્ત ઇચ્છાનુસાર એક કરાર લખવામાં આવ્યો અને તેના ઉપર મી. વોટ્સે મૂંગે મોઢે સહી કરી. આ પ્રમાણે આ વખતે અંગ્રેજોને મુકિત મળી.

---

## પરિચ્છેદ ૨૩.

---

### વૉટ્સનો છુટકારો.

ભય દર્શાવી નવાબે કરાર ઉપર સહી તો લીધી, પરંતુ એ શરતો પૂરી શી રીતે થાય! કલકત્તાના અંગ્રેજો તે મુજબ વર્તવામાં અસમ્મત થયા. જો તે લોકો તે પ્રમાણે વર્ત્તે તો વેપારને ભયંકર હાનિ પહોંચતી હતી. જ્યારે નવાબને આ હકીકતની ખબર પડી ત્યારે તેનું હૃદય અધીરું બની ગયું. તે શરતોનું પાલન કરાવા યુદ્ધ કરવા ઉદ્યત બન્યો. તેણે કાસિમ બાજારના કિલ્લા ઉપર કબજો મેળવવા તથા વૉટ્સને કેદ કરવા લશ્કર મોકલ્યું.

આજ્ઞા મળતાં સૈન્યે કાસિમબાજાર તરફ પ્રયાણ કર્યું. ઘોડેસ્વાર, હાથીઓ, પાયદલનાં દલો છૂટયાં. અશ્વોના હણહણાટ, હાથીઓની ગર્જના અને તોપોના ખડખડાટથી દિગ્મંડલ કંપવા લાગ્યા. નવાબના લશ્કરે કાસિમ બાજારના કિલ્લાને ઘેરો નાંખ્યો. આ

વખતે અંગ્રેજો એટલા બધા પ્રબળ નહોતા કે સિરાજુદ્દૌલા જેવા નૃશંસ નૃપ સામે યુદ્ધમાં ઉતરી શકે! આથી યુદ્ધ કર્યા વગર–કિંચિત્ પરિશ્રમ વગર નવાબનું લશ્કર પોતાના ઉદ્દેશમાં સફળ થયું. તેઓએ વૉટ્સ તથા ચેમ્બર્સ બન્નેને બંદિવાન બનાવ્યા. સિરાજુદ્દૌલા ધારતો હતો કે તેઓની મુક્તિ માટે સભ્ય અંગ્રેજો તરફથી પ્રયત્ન કરવામાં આવશે–તેઓ તેને ભેટ સોગાદથી પ્રસન્ન કરશે. પરંતુ તે તેનું અનુમાન નિષ્ફળ નીવડયું. અંગ્રેજોએ વૉટ્સ અને ચેમ્બર્સના છૂટકારા માટે કશો પ્રયત્ન કર્યો નહિં. અંગ્રેજોને ખબર હતી કે નવાબની દ્રવ્ય લાલસા અતી તીવ્ર હતી.

મી. વૉટ્સ્ની પત્નિ નવાબના અંતઃપુરમાં આવતી જતી હતી. પ્રથમ તો તે મૌન રહી, પરંતુ ઘણા દિવસ સુધી વૉટ્સને મુક્તિ મળી નહિં ત્યારે તેણે બેગમો પાસે જઇ પોતાની દુઃખી હાલતનું વર્ણન કર્યું. વિશેષતઃ સિરાજની માતા અમીના બેગમ પાસે જઇ તે ગદ્દગદ્દ કંઠે રડી પડી. કોઇ કોઇ વખતે સ્ત્રીજાતિ અત્યંત કઠોર જોવામાં આવે છે, છતાં તેના હૃદયમાં માયા અને મમતા ભરેલાં હોય છે. અમીના બેગમે તેની દુઃખી હાલત ઉપર લક્ષ આપ્યું. ચારિત્રહીન હતી છતાં સિરાજની માતા દયાળુ અને બીજાનું દુઃખ જોઇ દુઃખી થાય તેવી સ્ત્રી હતી. મી. વૉટ્સ્ની પત્નિનું દુઃખ જોઇ તેનું હૃદય વ્યગ્ર બન્યું. તેણે તેનું સાન્તવન કરતાં કહ્યું, " બ્હેન, શામાટે આટલી દુઃખી થાયછે! શાન્ત થા! હું તારા પાસે પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, સિરાજને કહી હું તારા પતિને મુક્તિ અપાવીશ." આ પ્રમાણે વચન આપ્યા પછી અમીનાબેગમે સિરાજને બોલાવ્યો. તેણે તેને કહ્યું, " સિરાજ, હું તને એક વાત કહેવા માગું છું. કહે તું મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ ? "

સિરાજઃ—આજ્ઞા કરો! કહો મારે શું કરવું પડશે!

અમીનાઃ—મારા સામે પ્રતિજ્ઞા કર, પછી હું કરીશ.

સિરાજે હસતાં હસતાં કહ્યું, "માતા, તમે શંકા શા માટે આવો છો? ખુશીથી કહો! મેં ક્યારે તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે!" સિરાજ છેલ્લા શબ્દો પૂર્ણ કરે તેટલામાં તેની માતામહીનું તત્ર આગમન થયું. તેણે પૂછ્યું, "સિરાજ, શું તું કાસિમ બાઝારની કોઠીમાંથી બે અંગ્રેજોને પકડી લાવ્યો છો!"

સિરાજઃ—આ વાત આપને કોણે કહી?

માતામહીઃ—વૉટ્સ્‌ની પત્નિએ.

સિરાજઃ—તે તમને ક્યાં મળી?

માતામહીઃ—મળે ક્યાં વળી? તે પ્રતિદિન અહિંઆ આવે છે. તેનું દુઃખ અમારાથી જોવાતું નથી.

સિરાજઃ—તે બાઇ અંતઃપુરમાં શામાટે આવે છે?

માતામહીઃ—તે તારી માતાની સખી છે. બાઇ બહુ ભલી અને સરલ પ્રકૃતિનીછે. તેનું દુઃખ જોઇ અમારૂં હૃદય બહુ દુઃખી થાયછે.

ઉચિત તક પ્રાપ્ત થયેલ જોઇ અમીના બેગમે કહ્યું, "સિરાજ, મારા ખાતર તારે એક કામ અવશ્ય કરવું પડશે. મારી ઇચ્છા છે કે વૉટ્સ્‌ને મુક્ત કર!"

માતાના શબ્દો સાંભળતાંજ સિરાજની આંખોમાં ક્રોધ વ્યાપી રહ્યો. તેણે કહ્યું, "હવે મને સમજાયું કે તે ઠગારી સ્ત્રીએ તમોને ભરમાવ્યાં છે. પણ યાદ રાખજો કે અંગ્રેજ લોકો આવી ઉદારતાને યોગ્ય નથી. તે લોકો મને અત્યંત કષ્ટ પહોંચાડે છે. તે લોકો

રાજ્યનું ભલું ઇચ્છતા નથી. જ્યાંસુધી મને નુકશાનનો બદલો મળશે નહિં ત્યાંસુધી હું તેઓને કદિ મુક્ત કરીશ નહિં."

સિરાજનાં ઉપરોક્ત વચનો સાંભળી અમીના બેગમે કહ્યું, "મને ખાત્રિ છે કે તેં તેઓને રાજ્યના મંગલ માટે બંદિવાન કર્યા છે. પરંતુ મેં વોટ્સ્‌ની પત્નિ આગળ તેને મુક્તિ અપાવવાની પ્રતિજ્ઞા કરી છે. સિરાજ, તું મારો પુત્ર છે. પુત્રે માતાને પ્રતિજ્ઞાનું પાલન કરાવવું જોઇએ."

સિરાજુદ્દૌલાનો ક્રોધ કોઇ રીત્યે શમ્યો નહિં. પરંતુ તેણે વિચાર કર્યો કે જે હેતુની સિદ્ધિ અર્થે મેં તે બન્ને અંગ્રેજોને બંદિવાન કર્યા છે, તે અદ્યાપિ ફલિભૂત થયો નથી, તેટલા માટે અત્યારે માતાની આજ્ઞા માન્ય કરવી એજ ઉચિત છે. તેણે તેજ વખતે બન્ને અંગ્રેજોને મુક્ત કરવાની આજ્ઞા આપી.

---

## પરિચ્છેદ ૨૪.

---

## મંત્રીઓની અવગણના.

વાસ્તવિક રીત્યે મી. વોટ્સ્‌ અને તેના સહચરની મુક્તિથી સિરાજુદ્દૌલાના ક્રોધમાં વિશેષ વૃદ્ધિ થઇ. તેણે પોતાના સલાહકારોને બોલાવી કહ્યું, "જુઓ, મેં મારી માતાની આજ્ઞાથી વોટ્સ્‌ અને ચેમ્બર્સને મુક્ત કર્યા છે. પરંતુ તે મારી ઇચ્છા પ્રમાણે થયું નથી. મારી ઇચ્છા હતી કે અંગ્રેજો ઉચિત અર્થ દંડ આપી તેઓને મુક્ત કરાવે, પરંતુ તેમ બન્યું નથી. હવે મેં નિશ્ચય કર્યો છે કે તેઓને

કોઇપણ રીતે મારા અંકુશ નીચે લાવવા. હું જાતે જઇ તેઓને સજા કરવા માગું છું."

સિરાજુદ્દૌલાનાં વચનો સાંભળી નવાબ અલીવર્દીખાંના વખતના રાજ્ય શુભાકાંક્ષી જનો તેને સારી સલાહ આપવા લાગ્યા. પ્રથમ નગરશેઠ મહતાબચંદે કહ્યું, "રાજ્યધાની છોડી આ પ્રસંગે યુદ્ધ યાત્રા અર્થે નીકળવું અનુચિત છે. જ્યાં સુધી શૌકતજંગનો પરાજય કરવામાં આવે નહિ, ત્યાં સુધી આપનું સિંહાસન નિર્ભય નથી. વિશેષતઃ અંગ્રેજ જાતિ શાન્ત સ્વભાવની છે. તે વાણિજ્ય—વ્યવસ્થા કરીને સંતુષ્ટ રહે છે. પોતાની ફરજને સમજનારી તેના જેવી અન્ય જાતિ નથી. તેઓ પ્રાણ આપીને પણ લોકો ઉપર ઉપકાર કરે છે. તેઓના અસ્તિત્વથી દેશનું ભલું થાય છે અને ભવિષ્યમાં પણ તેમ થવાનો સંભવ છે. જે લોકો આવી ઉદાત્ત પ્રકૃતિના છે, તેઓના નાશ કરવા માટે નવાબ બહાદુરે યુદ્ધ યાત્રા અર્થે પ્રયાણ કરવું એ શોભાસ્પદ નથી. આ શિવાય નવાબ બહાદુરે અવશાન સમયે આપને સદ્બોધ આપ્યો છે કે, અંગ્રેજો સાથે મિત્ર ભાવ રાખવો. તેઓ વડે રાજ્યનું કલ્યાણ થવાનો સંભવ છે.

માણેકચંદ—જે લોકો સામાન્ય વ્યાપારી છે તેઓને દંડ આપવા નવાબ બહાદુરને પરિશ્રમ લેવાની શી જરૂર છે ? મને આજ્ઞા આપો હું શીઘ્ર તે બાબત યોગ્ય પ્રબંધ કરીશ. એક સામાન્ય મત્સ્યનો નાશ કરવા માટે તોપ ચલાવવાની કંઇ જરૂર નથી.

આ પ્રમાણે સઘળા મંત્રીઓએ સદુપદેશ આપ્યો. પરંતુ હિતાહિત સમજવાની સિરાજુદ્દૌલામાં શક્તિ નહોતી. તે તો માત્ર ક્રોધનો દાસ બન્યો હતો. તેણે સઘળાની માગણીનો સ્પષ્ટ અનાદર કરી કહ્યું, 'તમે સઘળા અંગ્રેજોના પક્ષમાં શામિલ છો. અને તેથીજ

તેની પ્રસંશા કરો છો. તમે જેટલું તેઓના પક્ષનું સમર્થન કરવા અર્થે બોલશો, તેટલો તેઓને જાતે જઈ દંડ આપવા નિશ્ચયમાં હું દૃઢ બનું છું."

ઉપસ્થિત અમાત્ય વર્ગની ઇચ્છા હતી કે તેઓની સમજુતીથી જો નવાબ સમજે અને અંગ્રેજોને મહાત કરવાનો ખ્યાલ છોડી દે, તો આ વખતે રાજ્યમાં શાન્તિ રહેશે. પરંતુ જ્યારે તેઓના સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડયા, અને સિરાજુદૌલાએ કોઇપણ રીત્યે પોતાની હઠ છોડવાની તત્પરતા ન બતાવી ત્યારે તેઓ નિરાશ થઇ મૌન રહ્યા.

સિરાજુદૌલાએ સઘળાનો અનાદર કરી સૈન્યને સજ્જ કરવાની આજ્ઞા આપી. તેના ચિત્તમાં એ શંકાએ સ્થાન લીધું કે, નગર શેઠ મહતાબચંદ, માણેકચંદ અને મીરજાફર દુસ્મનો સાથે મળી ગયા છે, તેથી કદાચ એવું બને કે તેની ગેરહાજરીનો લાભ લઇ તેઓ શૌકતજંગને સિંહાસન પર બેસાડી દે! આમ થવા ન પામે તેટલા માટે તેણે તે સઘળાને પોતાની સાથે ચાલવાની આજ્ઞા આપી. માત્ર એક મોહનલાલ ઉપર તેનો ભરુસો હતો. તેથી રાજ્ય રક્ષાનો ભાર તેના પર નાંખી તેણે યુદ્ધ અર્થે પ્રયાણ કર્યું.

નવાબે યુદ્ધ અર્થે પ્રયાણ કર્યું છે, એ સાંભળતાં જ અંગ્રેજો સાવધ બન્યા. તેઓએ નગરની રક્ષાનો યોગ્ય પ્રબંધ કર્યો. ગવર્નર ડ્રેકે જુદી જુદી કોઠીઓ ઉપર કામ કરતા અંગ્રેજોને બોલાવી લીધા. પરંતુ તેઓ યુદ્ધ અર્થે તૈયાર નહોતા. તેઓ સામાન્ય વણિક તરીકે કામ કરતા હતા, એટલે જે કંઇ બની શકી તેવી તૈયારી તેઓએ કરી લીધી.

# પરિચ્છેદ ૨૫.

## બંદિવાન ઉમાચરણ.

મનુષ્ય ઉપર ક્યારે ભય આવી પડશે તેનો નિર્ણય કોણ કરી શકે છે? મનુષ્યમાં ભવિષ્ય ઉકેલવાની શક્તિ હોત તો તેઓ દુઃખો સામે ટકવાને અવશ્ય ઉપાયો યોજી રાખત. સિરાજુદ્દૌલાને વિપુલ સૈન્ય, સરદારો સહિત યુદ્ધ અર્થે નીકળેલ જોઇ સઘળાઓએ વિચાર કર્યો કે કલકત્તા છિન્નભિન્ન થઇ જશે. અંગ્રેજ પ્રજાને હમ્મેશ માટે બંગભૂમિનો પરિત્યાગ કરવો પડશે.

ગુપ્તચર વિભાગના નાયક રાજારામરાયસિંહને પણ આ ભવિષ્યમાં શ્રદ્ધા બેઠી. તેના મિત્ર ઉમાચરણે વિપુલ ધન વ્યય કરીને કલકત્તામાં એક રમણિય મહેલ બાંધ્યો હતો. રામરાયસિંહે ગુપ્ત રીત્યે તેના ઉપર એક પત્ર લખ્યો.—તેમાં તેને સાવધ રહેવાની તથા અંગ્રેજોને ક્ષતિ પહોંચાડવાની સૂચનાઓ આપવામાં આવી હતી. પરન્તુ સારુ કરવા જતાં નરસું પરિણામ આવ્યું. પત્રવાહકની ગફલતથી ઉમાચરણ ઉપર લખાયેલો પત્ર અંગ્રેજોના હાથમાં આવ્યો.

અંગ્રેજોએ જાણ્યુ કે તેના સામે કપટ રચવામાં આવ્યું છે અને ઉમાચરણ ઉપરથી મિત્રતા બતાવે છે, પરંતુ વાસ્તવિક તે તેઓનો શત્રુ છે, ત્યારે તેઓ પોતાના ક્રોધને અટકાવી શકયા નહિં. જ્યાંસુધી અંગ્રેજો આ દેશની વ્યાપાર પ્રથાથી અનભિજ્ઞ હતા, બંગભૂમિના સર્વ સ્થળોનું સમ્પૂર્ણ જ્ઞાન નહોતું, કઇ વસ્તુ કયે સ્થળે મળે છે તેની તેઓને ખબર નહોતી, વસ્તુઓના ભાવો શું છે—તે-

નાથી અજ્ઞાત હતા, ત્યાંસુધી ઉમાચરણ, તેઓનો પરમ બંધુ હતો. પરંતુ જ્યારથી અંગ્રેજો ભારતવર્ષીય વ્યાપારનાં ગૂઢ તત્ત્વોથી માહિતગાર થયા ત્યારથી તેના હૃદયમાં અંગ્રેજો ઉપર આંતરિક દ્વેષ પ્રકટ થયો. કારણ કે તેઓના તરફથી હવે ઉમાચરણને પૂર્વ પેઠે લાભ મળતો નહોતો. ઉમાચરણ કાવત્રાંમાં શામિલ થાય તેનું આ એક મુખ્ય કારણ હતું.

જ્યારે અંગ્રેજોના હાથમાં ઉપરોક્ત પત્ર ગયો ત્યારે તેઓએ અન્યોન્યમાં સલાહ કરી કે, એક બાજુ નવાબે યુદ્ધ કરવા પ્રયાણ કર્યું છે, અને તેથી કદાચ બીજી બાજુ ઉમાચરણ આપણને ફસાવે એવો સંભવ છે. તેટલા માટે અત્યારે યોગ્ય ઉપાય એ છે કે ઉમાચરણને પ્રથમથી બંદિવાન બનાવવો. તેઓએ શીઘ્ર ચાર પાંચ શસ્ત્રધારી સિપાઇઓને આજ્ઞા આપી, અને કોઇ પણ જાતના વિઘ્ન વગર નિશ્ચિંત બેઠેલા ઉમાચરણને બંદિવાન બનાવ્યો.

## પરિચ્છેદ ૨૬.

### અત્યાચાર.

અંગ્રેજો હજુ માનતા હતા કે, તેઓએ નવાબનો અપરાધ કર્યો નથી અને નવાબ લશ્કર લઇ કલકત્તા નહિં આવે. તે માત્ર કલકત્તા આવવાનો ભય દર્શાવી રુપિયા મેળવવા માગે છે. પરંતુ સિરાજુદ્દૌલાની ધારણા તદ્દન જૂદી હતી. તે કોઇપણ રીત્યે આ દેશમાંથી તેઓનું નિકંદન કરવા માગતો હતો. જ્યારે અંગ્રેજોએ સાંભળ્યું કે નવાબ લશ્કર લઇ બારા નગર આવી પહોંચ્યોછે ત્યારે

તેઓનો એ ભ્રમાત્મક વિચાર દૂર થઇ ગયો. તેઓએ નિશ્ચયપૂર્વક માન્યું કે હવે નગરનું રક્ષણ કરવું મુશ્કેલ છે.

નવાબનું આગમન સાંભળી સઘળે અવ્યવસ્થા દાખલ થઇ ગઇ. સઘળા પોતાનાં સ્ત્રી, પુત્ર પરિવારને લઇ નાસભાગમાં પડયા. અંગ્રેજો તેઓને સમજાવવા લાગ્યા કે તમે શામાટે નગરનો ત્યાગ કરી જાવ છો ! નવાબ સાથે અમારે દુશ્મનાવટ છે. તેથી તેને વેર લેવું હશે તો અમારા ઉપર લેશે. તમારે કરવાનું પ્રયોજન નથી. પરંતુ સાંભળે કોણ? સિરાજુદ્દોલાનો ભય કંઇ ઓરજ હતો. લોકો તો જેમ આવ્યું તેમ નાઠા.

સિરાજુદ્દોલાએ આવતાંજ દુર્ગ ઉપર આક્રમણ કર્યું અને કોઇ પણ જાતના રક્તપાત વગર કિલ્લાને પોતાના સ્વાધીનમાં લીધો. અંગ્રેજ લોકો યુદ્ધ કરવા માગતા નહોતા, તેઓને શ્રદ્ધા હતી કે દ્રવ્ય લોલુપ નવાબ અર્થ દંડ લઇ તેઓને મુક્તિ આપશે. પરંતુ આ નૃશંસ નવાબે અત્યંત કમકમાવનારું વર્તન દાખવ્યું. તે વખતે અંગ્રેજ કિલ્લામાં બધા મળી ૧૪૩ મનુષ્યો હતા. તે સર્વને તેણે એક નાની કોટડીમાં કેદ કર્યાં. આ કોટડી ઇતિહાસમાં બ્લૅક હૉલ ( Black Hall )ના નામથી પ્રસિદ્ધ છે. ખેદપૂર્વક જણાવવું પડે છે કે પ્રાતઃકાલે જ્યારે એ કોટડી ખોલવામાં આવી ત્યારે તેમાંથી માત્ર ૨૩ મનુષ્યો જીવતા નીકળ્યા. ગરમી સખ્ત પડતી હતી. વિશેષતઃ તે રાત્રિએ ગરમીનો વરસાદ વરસ્યો હતો. ૧૨૦ તૃષાતુર હિણભાગ્ય મનુષ્યોએ પાણી પાણીનો ઉચ્ચાર કરતાં પ્રાણ વિસર્જન કર્યાં હતા.

# પરિચ્છેદ ૨૭.

## આનંદના ગર્ભમાં.

સિરાજુદ્દૌલાને અંગ્રેજો ઉપર અકારણ એટલો બધો ક્રોધ આવ્યો હતો કે કલકત્તા સર કરવા પછી તેણે તેનું નામ બદલી અલીનગર રાખ્યું. જ્યારે અવશેષ કંઇ રહ્યું નહિં ત્યારે રાજા માણેકચંદને કલકત્તાનો શાસનભાર અર્પણ કરી તેના અધિકારમાં ત્રણ હજાર માણસનું લશ્કર સોંપી તેણે રાજધાની તરફ પ્રયાણ કર્યું.

બીજી બાજુ મોહનલાલને મંત્રીપદ પર નિર્માણ કરવાથી તેમજ મીરમદનને સેનાધ્યક્ષનું પદ આપવાથી જૂના રાજ્યસેવકો—મીરજાફર, રહિમખાં આદિને અત્યંત માઠું લાગ્યું હતું. વિશેષતઃ રાજા માણેકચંદને જ્યારે કલકત્તાનો શાસનભાર અર્પણ કરવામાં આવ્યો ત્યારે તે વાત તેઓને કિંચિત્ પણ રુચી નહિં. પરિણામે સિરાજુદ્દૌલા ઉપરથી તેઓનું મન ઉતરી ગયું.

કલકત્તાથી પ્રયાણ કર્યા પછી, વિશ્રાંતિ અર્થે નવાબે હુગલી પાસે પડાવ નાંખ્યો. હુગલીમાં વસતા હોલેંડ અને ફ્રાન્સ નિવાસીઓએ જ્યારે નવાબના આગમનની વાત સાંભળી અને જ્યારે તેઓએ જાણ્યું કે તેણે અંગ્રેજો ઉપર અત્યંત દારુણ અત્યાચાર કર્યો છે ત્યારે તે લોકો એટલા બધા ભયભીત બની ગયા કે તરતજ તેઓ ભેટ નજરાણાં લઇને નવાબને પ્રસન્ન કરવા દોડયા. હોલેંડ વાસીઓએ સાડાચાર લાખ રુપિયા અને ફ્રાન્સના વતનીઓએ સાડાત્રણ લાખ રુપિયા નજર કર્યા.

અગીઆર જુલાઇને દિવસે નવાબની મુર્શિદાબાદમાં પધરામણી થઇ. તેણે રણુવિજય કર્યો હતો એટલે નગરમાં તે દિવસે ઉત્સવ પાળવામાં આવ્યો. રાજમાર્ગ પર, સ્થળે સ્થળે, તોરણો બાંધવામાં આવ્યાં હતાં. અને ઘરો તથા રસ્તાઓ ફૂલ પાનથી શણગારવામાં આવ્યા હતા. નાનાં નાનાં સઘળાં દ્વારો આગળ કેળના વૃક્ષો રોપવામાં આવ્યાં હતાં. આખા શહેરમાં નૃત્ય સંગીતના મધુર નાદો સંભળાતા હતા. આ સર્વ સમારંભમાં મોહનલાલ કારણુ રૂપે હતો. કારણકે તેને પદ્દીદાન મળ્યું હતું.

સિરાજુદ્દૌલાએ રૂપાની પાલખીમાં સ્થાન લીધું હતું. હસ્તિના યુથો, નાગી તરવાર ધારણુ કરેલ પાયદલ ઇત્યાદિ તેના આગળ ચાલતાં હતાં. આ સ્થિતિમાં નગરની પ્રદક્ષિણા કરી પાલખીમાંથી ઉતરી સૈન્ય, સાંપ્રતને વિદાય કરી તે માતા, માતામહીના પાસે ગયો. રણુવિજયી પુત્રનાં દર્શન કરતાં માતા આનંદથી પુલકિત બની. તેણે તેનું મુખચુંબન કરી કહ્યું, " વત્સ, મારો આશીર્વાદ છે કે, ચિરંજીવી થા ! આ પ્રમાણે વારંવાર વિજયી થઇ વીરશ્રી અને ગૌરવનો ભોક્તા થા." માતામહીએ કહ્યું, " સિરાજ, તારા વિજયની વાત સાંભળી હું અત્યંત પ્રસન્ન થઇ છું. પરંતુ આ ત્રેવીસ મનુષ્યોને તેં શામાટે બંદિવાન બનાવ્યા છે ? મારૂં વચન માન્ય રાખી તેઓને મુક્ત કર. " તેને બીચારીને કયાં ખબર હતી કે આ નર રાક્ષસ રાજાએ ૨૩ તો શું પરંતુ બીજા ૧૨૦ નિરપરાધીઓને એવી નૃશંસતાથી માર્યા છે કે તેના જેવું દ્રષ્ટાંત આજ સુધી ઇતિહાસમાં કોઇ પણુ ઠેકાણે મળ્યું નથી. માતામહીની પ્રાર્થનાથી સિરાજે, વોટ્સ ,

હોલવેલ્ અને કલેટ નામક ત્રણ અંગ્રેજોને મુક્ત કર્યા, પરંતુ બીજા ઓનો ગુપ્ત રીત્યે શિરચ્છેદ કરાવ્યો.

ધન્ય સિરાજ ! ધન્ય તારી કઠોરતાને ! તે હીરાઝીલ લુત્ફુન્નિસાને મળવા ચાલ્યો.

---

## પરિચ્છેદ ૨૮.

### દંપતિ.

લુત્ફુન્નિસા આજે વિવિધ વસનભૂષણ સજી, પતિદર્શન માટે વ્યાકુળ બની છે. વ્યાકુળ વલ્લભા ઘરમાંથી દ્વારપર અને દ્વારપરથી ઘરમાં જઇ વખત વ્યતીત કરે છે; તેટલામાં સિરાજુદ્દૌલાનું આગમન થયું. સતિ પતિને સમીપ જોઇ પુલકિત ચિત્તે હાસ્ય સમેત આગળ વધી અને શીઘ્ર કંઠાશ્લેષ કરી અનિમેષ નેત્રથી તેના સામે જોઇ રહી. પતિપ્રાણા પત્નિના પવિત્ર પ્રેમને જોઇ તે નૃશંસ અત્યાચારી નવાબની આંખોમાંથી પણ આંસુ સરી પડયાં. લુત્ફુન્નિસા પતિને હૃદયમાં ધારણ કરી સ્વર્ગસુખનો ઉપભોગ કરવા લાગી. થોડો વખત આવીજ અવસ્થામાં વખત સિરાજે અત્યંત પ્રેમથી તેનું મુખચુંબન કર્યું અને પૂછયું, “ પ્રાણાધિકે ! લુત્ફુન્નિસા ! તું મારા તરફ મિટ માર્યા વગર શું જોઇ રહી છે ? ”

લુત્ફુન્નિસાએ મૃદુ સ્વરથી સ્મિત કરતાં કહ્યું, “ પ્રાણેશ્વર, દાસી આજે આપના હૃદયમાં સૌંદર્યની અનુપમ શોભા જુએ છે. અને તેથીજ આજે દ્રષ્ટિ તૃપ્ત થતી નથી. ”

સિરાજ:—લુત્ફુન્નિસા ! પ્રાણેશ્વરી ! આજે એવું શું છે કે તારી દર્શન પિપાસા શાન્ત થતી નથી.

લુત્ફુન્નિસાએ હાસ્ય પૂર્ણ વદને કહ્યું, "સ્વામિન્ ! માત્ર આજે નહિં, પરંતુ પત્ની જ્યારે પોતાના પ્રાણ પતિને જુએ છે, ત્યારે તેની આવીજ દશા થાય છે. વિશેષતઃ જ્યારે સ્વામી કોઇ પ્રકારનાં ગૌરવ અને વિરશ્રીને પ્રાપ્ત કરે છે, ત્યારે પત્નીની આંખે સ્વામીની સૌંદર્ય મૂર્તિ અત્યંત રમણીય જણાય છે. અંગ્રેજોનો રણમાં પરાજય કરી નાથ આજ આપ એ અભૂત પૂર્વ શોભાનું વાસ્તવિક દર્શન કરાવો છો. આથી આંખો માંડી જોતાં છતાં આજે દાસીની નેત્ર પિપાસા તૃપ્ત થતી નથી.

પત્નિનાં મધુર અને સંતોષ પૂર્ણ વચનો સાંભળી સિરાજુદ્દૌલા આનંદસાગર પર વિહરવા લાગ્યો. તેણે લુત્ફુન્નિસાને અત્યંત પ્રેમથી હૃદય પર ધારણ કરી કહ્યું, " લુત્ફુન્નિસા ! પ્રેયસી ! સિરાજ આ કારણથીજ તારા પર આટલો બધો અનુરક્ત છે. જેવી તું સૌંદર્યની પ્રતિમા છે, તેવાજ ગુણોએ તારામાં નિવાસ કર્યો છે. "

લુત્ફુ:—નાથ ! કિંકરીમાં એવા શું ગુણો છે કે જેથી આપ તેના ઉપર આટલા બધા મુગ્ધ છો ? મારા પર પ્રસન્ન રહી, આપ મારી આટલી બધી પ્રશંસા કરો છો, તે દાસીપર આપનો અનુગ્રહ દર્શાવે છે.

સિરાજ:—નહિં લુત્ફુન્નિસા ! તારા રૂપ સાથે તારા ગુણને સરખાવતાં તારામાં રહેલા સર્વોપરી ગુણોએ મને આધીન બનાવ્યો છે. તું જ્યારે મારાથી દૂર:રહે છે, ત્યારે મારું હૃદય વ્યથિત થાય છે.

યુદ્ધયાત્રા પ્રસંગે તારા વિરહે મારી જે સ્થિતિ કરી હતી તેનું વર્ણન માત્ર કોઇ ખરો પ્રેમીજ કરી શકે !

લુત્ફ:—નાથ ! જ્યારે હું આપનું દર્શન નથી કરી શકતી ત્યારે સર્વ સ્થળે વિશ્વ અંધકારમય ભાસે છે. જ્યારે આપ યુદ્ધમાં પ્રવૃત્ત હતા ત્યારે ક્ષણેક્ષણે હું ગદ્દગદ્દ કંઠે ઇશ્વરપ્રાર્થના કરતી હતી કે, હે પ્રભુ ! મારા પ્રાણેશ્વરને જય લાભ અપાવજે. મારો સ્વામીન વીરત્વ અને ગૌરવ યુક્ત અક્ષત શરીરે મને પાછો મળે તેમ કર ! દાસીના ચિત્તમાં રાત્રિ દિવસ આ શિવાય અન્ય ચિંતવન નહોતું. નાથ ! તમારા સુખમાં મારું સુખ છે ! તમારો આનંદ એ મારો આનંદ છે.

આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યાં એક સુવર્ણ પ્રતિમા તુલ્ય બાલિકાને લઇ એક દાસી આવી પહોંચી. બાલિકાને જોઇ સિરાજુદ્દૌલાએ હાથ લંબાવ્યા. બાલિકા હસતી કૂદતી તેને ભેટી પડી અને તેના ગળામાં હાથ નાંખી મોઢા ઉપર મોઢું માંડી ભાંગ્યા તૂટયા કાલા શબ્દોમાં બોલી, "પિતાશ્રી, આટલા દિવસ સુધી તમે કયાં હતા ?"

સ્નેહનો આધાર અને આંખોની પ્રતિમા—પોતાની વહાલી પુત્રીના મુખમાંથી "પિતા" શબ્દ સાંભળતાં સિરાજુદ્દૌલાનો વાત્સલ્ય ભાવ જાગ્રત થયો. અપૂર્વ સ્નેહથી વારંવાર પુત્રીનું મુખચુંબન કરી તેણે પુછ્યું, "મરિના ! બેટા ! શું હું તને યાદ આવતો હતો ?"

પરંતુ ચંચળ બાલિકાનું લક્ષ તે શબ્દો તરફ નહોતું. જવાબ આપ્યા વગર તેણે પૂછ્યું, "પિતાશ્રી, શું તમે મને ચાહો છો ?"

સિરાજઃ—હા ! મરિના ! તું મને બહુ વ્હાલી લાગે છે.

મરિનાએ નિર્દોષ ભાવે પૂછ્યું, " અને મારી માતા ? "

આ સાંભળતાં સિરાજુદ્દૌલા અને લુત્ફુન્નિસા બન્ને હસી પડયાં. લુત્ફુન્નિસા અત્યન્ત સ્નેહથી પોતાની વહાલી પુત્રીનું મુખચુંબન કરવા લાગી. અહા ! આ દ્દશ્ય કેવું રમણીય છે ? સંસારમાં જેને ત્યાં સંતાન નથી—જે વાત્સલ્યભાવના અમૃતરસથી વંચિત છે—અવશ્ય તેના સમાન દુઃખી કોઈ નથી.

## પરિચ્છેદ ૨૯.

### નવી આફત.

સિરાજુદ્દૌલા સમજતો હતો કે અંગ્રેજોનું દમન કરવા પછી તેને શાંતિ મળશે અને નિશ્ચિંત બની તે રાજ્યશાસન કરશે. પરંતુ તે આશા નષ્ટવત્ થઇ. એક મહિના પછી ગુપ્તચરે આવી ખબર આપી કે પુર્નિયાના નવાબ શૌકતજંગે દિલ્હીના બાદશાહ પાસેથી સનદ મેળવી બંગાલ, બિહાર, ઓરીસાના નવાબ તરીકે ઘોષણા કરાવી છે અને યુદ્ધ કરવા તૈયાર થયો છે.

સમાચાર સાંભળતાંજ સિરાજુદ્દૌલાનું ચિત્ત વ્યગ્ર બન્યું. ગૃહશત્રુનો વિનાશ કરવા માટે તેણે પોતાના વિશ્વાસુ સેનાપતિ મીરમદન અને મોહનલાલનો અભિપ્રાય લઇ યુદ્ધની તૈયારી કરવા માંડી. તેને શક આવ્યો કે તેનાજ સંગીઓના ઉત્તેજન અને સલાહથી શૌકતજંગ તેનો આપ્તજન હોવા છતાં સિંહાસનના ઉમેદવાર તરીકે બહાર આવ્યો છે અને યુદ્ધ કરવાની હીમ્મત ધરી છે. પ્રજાની

ઇચ્છા એ હતી કે અંગ્રેજો સાથેના યુદ્ધમાં સિરાજુદ્દૌલાનું ગર્વ ખંડન થાય ! તેના અત્યાચારથી પ્રજા, મંત્રીવર્ગ સઘળા ત્રાસ પામ્યા હતા. પરંતુ આ પ્રસંગે ઇશ્વરને તે ઉચિત જણાયું નહોતું, તેમજ અંગ્રેજ પ્રજા કોઇનું રાજ્ય હસ્તગત કરે એ વિધાતાને મંજૂર નહોતું. વાસ્તવિક પ્રજાનું દુઃખ જ્યારે તેઓ જોઇ શકયા નહોતા, ત્યારે તેઓએ પોતાની શક્તિ ઉપરાંત સાહસ કર્યું હતું, અને અત્યાચારી નવાબના જુલમથી પ્રજાનું રક્ષણ કરવાની પવિત્ર ફરજ બજાવી હતી. અસ્તુ ! જ્યારે પ્રજા સિરાજુદ્દૌલાના ત્રાસને સહન ન કરી શકી ત્યારે તેઓએ શૌકતજંગ પાસે જઇ પોતાનું દુઃખ નિવેદન કર્યું અને તેને મુર્શિદાબાદની ગાદી હસ્તગત કરવાની વિનંતી કરી.

મંત્રીગણુપરથી સિરાજનું દિલ લગભગ ઉતરી ગયું હતું. તેને એટલું જ્ઞાન નહોતું કે પ્રજા અપ્રસન્ન રહે છતાં તે મંત્રીઓને સહેલાઇથી પ્રસન્ન કરી શકે. તે પોતાના આંગળીના વેઢાપર ગણાય તેટલા મંત્રીઓને પણ સંતોષ આપી શકયો નહિ. તેને એમ જણાતું હતું કે યદિ રાજ્યભ્રષ્ટ થવાનો પ્રસંગ આવશે, તો આ મંત્રીઓના પ્રયત્ન વડેજ ! પોતાના અત્યાચાર સંબંધી તે કિંચિત્ વિચાર કરતો નહોતો.

તેણે વિચાર કર્યો કે, જ્યારે શૌકતજંગ સિંહાસનનો પ્રતિદ્વન્દી થયો છે, અને મુર્શિદાબાદની ગાદી માટે દિલ્હીની સનદ મેળવી છે, તો શ્રેષ્ટ માર્ગ એ છે કે સ્વયં બાદશાહ તેની સહાય કરવા આવે તે પહેલાં શૌકતજંગનો સંહાર કરવો. તેમ કરવામાં જો ઢીલ થશે તો બાદશાહના આવવા પછી મારા બધા શત્રુ ખુલ્લી રીત્યે શૌકતજંગના પક્ષમાં મળી જશે. સિરાજુદ્દૌલા માનતો હતો કે યદ્યપિ દિલ્હીશ્વરનો પ્રબળ પ્રતાપ ક્ષીણ થતો જાય છે, કિન્તુ

સમ્રાટ નામમાં હજુ એવી મોહિની રહેલી છે કે નાના મોટા સઘળા તેના આગળ શિર ઝુકાવે છે. અસ્તુ ! ગમે તેમ હો ! પરંતુ આ પ્રસંગે સિરાજુદ્દૌલાએ વિચારશીલ પગલું ભર્યું અને એક કૌશળ–જાળ નાખી. અર્થાત્ પુર્નિયા અંતરગત વીરનગરમાં ફોજદારની જગ્યા ખાલી જોઇ, રાય દુર્લભરામના ભાઇ રાસવિહારીને તે પદ તેણે આપ્યું અને તે આશયનો એક પત્ર શૌકતજંગ ઉપર લખી મોકલ્યો. પત્રનો મર્મ નીચે પ્રમાણે હતો.—

" પુર્નિયા પ્રદેશમાં આવેલ વીરનગરમાં ફોજદારનું પદ ખાલી છે તો તે પદપર હું મારા વિશ્વસ્ત અને અનુગત રાસવિહારીને નિયુકત કરૂં છું. તમે તે કામ તેને સોંપી દેશો.

**નવાબ સિરાજુદ્દૌલા શાહ કુલીખાઁ.**

પત્ર લઇ રાસવિહારીએ પુનિયા પ્રયાણ કર્યું. રાજમહેલ પર પહોંચી નવાબનો પત્ર તેણે શૌકતજંગને આપ્યો. સિરાજુદૌલા સાથે પ્રત્યક્ષ વૈરભાવ પ્રસિદ્ધ કરવાની વસ્તુ સ્થિતિ ઉપસ્થિત થતાં તે પોતાના મંત્રીઓની સલાહ લેવામાં પ્રવૃત્ત થયો. મંત્રીઓને તેણે કહ્યું, " જુઓ, મંત્રીગણ, સિરાજુદૌલાએ રાસવિહારી નામક એક પુરૂષને વીરનગરના ફોજદાર પદ ઉપર નિયુકત કરવાને મોકલ્યો છે. પરંતુ હું આ પદ તેને કદાપી આપીશ નહિ ! જ્યારે હું દિલ્હીશ્વર પાસેથી બંગાલ, બિહાર, ઓરીસાના નવાબપદની સનદ લઇ આવ્યો છું, ત્યારે પછી હું સિરાજની આજ્ઞાનું પાલન કરવા બંધાયેલો નથી. મુર્શિદાબાદનો નવાબ હું છું. વીરનગરના ફોજદાર પદ પર કોઇ પણ વ્યકિતને નિયુકત કરવી વા નહિં, તે અધિકાર સિરાજુદૌલાનો નહિં, પરંતુ મારો છે. સિરાજુદૌલા નામધારી નવાબ છે."

શૌકતજંગના વિચારો જાણ્યા પછી પ્રવીણ મંત્રી ગુલામહુસેને કહ્યું, "આપ જે કંઈ કહો છો, તે સત્ય છે. કિન્તુ સિરાજુદ્દૌલા આપનો પરમ સંબંધી છે. આત્મીય જનોમાં આ પ્રમાણે યુદ્ધ કલેશ કરવાથી જગત્ સમક્ષ આપણે નિન્દાપાત્ર બનશું. યદ્યપિ આપે દિલ્હીશ્વર પાસેથી બંગાલ, બિહાર, ઓરીસાના નવાબ પદની સનદ મેળવી છે, પરંતુ આપ વિચાર કરી જુઓ કે તે પદ તમે પોતાના બાહુ બલથી કયાં મેળવ્યું છે? સિરાજુદ્દૌલાએ પોતાના વીર્ય–બલથી રાજ્યશ્રી પ્રાપ્ત કરી છે. તેણે પોતાની શકતથી નવાબપદ મેળવ્યું છે. જ્યાં સુધી આપ રણભૂમિ પર તેનો પરાજય ન કરો ત્યાં સુધી કેવલ બાદશાહની સનદથી શું સાર્થકય થવાનું છે? સિરાજુદ્દૌલાની આજ કાલ ચડતી કળા છે. હજુ એક મહિનો થયો નથી તે પહેલાં તેણે અંગ્રેજોનો પરાભવ કર્યો છે. આવા પુરૂષ અને તમારા પરમ સ્વજન સાથે વૈમનસ્ય ઉપસ્થિત કરવું એ મને ઉચિત જણાતું નથી."

શૌકતજંગને મંત્રીની સલાહ રૂચી નહિ. તેણે કહ્યું, "હું સમજતો હતો કે તમે મને મારા કાર્યમાં મદદ આપશો અને સિરાજુદ્દૌલા વિરૂદ્ધ ઉત્તેજીત કરી યુદ્ધ કરવાની સલાહ આપશો. તમને હજુ ખબર નથી કે રંક પ્રજા ઉપર તે કેવો જુલમ ગુજારે છે? અંગ્રેજો તેના સામે યુદ્ધમાં ઉતર્યાજ કયાં છે કે તેનું દ્રષ્ટાંત આપો છો? અંગ્રેજોને પરાજિત કર્યા એમાં તેણે શું બહાદુરી બતાવી? તેણે જે રીત્યે તેઓને મારી નાંખ્યા, એ એક વીર પુરૂષને લાંછન લગાડનારૂં કર્મ છે. મને લાગે છે કે તમે ભય પામો છો–નિતાન્ત ભીરૂ છો અને તેથી જ આવી વાત કરો છો. અંગ્રેજોને તેણે હરા-

બ્યા તેથી તે મને પણ હરાવશે એવું શું તમે નિશ્ચયપૂર્વક માનો છો ? જે પોતાના મંત્રીઓને વશ રાખી શકતો નથી, જેના પાસે બાદશાહની સનદ નથી, તે મારા સામે આવ્યા પછી કશું કરી શકશે નહિં. નિશ્ચયપૂર્વક માનજો કે ખરા યુદ્ધની સ્થિતિ ઉદ્દભવ પામતાં તે સિંહાસનનો ત્યાગ કરી નાસી જશે. દિલ્હીશ્વર પાસેથી મને નવાબ પદની સનદ મળી છે, એટલે નવાબપદ સંબંધી કોઇ સંદેહ પણ કરી શકશે નહિં. તમે મારા મંત્રી થઇ મારા કાર્યમાં વિઘ્ન નાંખો નહિં. જે કૌશલ્યથી મેં સનદ મેળવી છે તેજ કૌશલ્યથી હું સિરાજુદૌલાને મહાત કરીશ. તમે જાવ ! પોતાનું કામ કરો. તમારી સલાહ લીધી તો મારે આટલું લાંબુ વિવેચન કરવું પડયું."

મંત્રીઓની ઉપરોકત અવગણના કરી તેણે સિરાજુદૌલાને નીચે પ્રમાણે જવાબ વાળ્યો :—

" સિરાજ, તારા લખવા મુજબ હું રાસવિહારીને ફોજદાર પદ આપીશ નહિં. જો કે તે જગ્યા ખાલી છે, પરંતુ મારી ઇચ્છા માં આવશે તેને તે પદ પર નિયુક્ત કરીશ. હું તારો આજ્ઞાનુવર્તી નથી. વાસ્તવિક તું પરતંત્ર છે. હું આ પ્રસંગે બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ છું. દિલ્હીશ્વરે તે અધિકાર મને આપ્યો છે. અદ્યાપિ પર્યંત સર્વ લોકો સમક્ષ તેં પોતાને નવાબ નરીકે જાહેર કર્યો છે તે તર્કટ છે. તારા પાસે બાદશાહની સનદ નથી તેમજ તે તને મળી પણ નથી. પરંતુ હું તે સનદ મેળવી શકયો છું. ખરે ! જે બન્યું તે ખરૂં ! તું અલીવર્દીખાંનો દોહિત્ર હોવાથી મારો સ્વજન છે. સ્વજન પર અત્યાચાર કરી તેના પ્રાણનો સંહાર કરવો એવી મારી અભિલાષા નથી. આ પત્ર વાંચી તું સમસ્ત રા-

જય, ધનનો ત્યાગ કરી પૂર્વ બંગાલના નિર્જન પ્રદેશમાં જઈ નિવાસ કર. લોભવશ થઇ કંઇ પણ સાથે નહિં લેવાની હું તને આજ્ઞા કરૂં છું. તારા ભરણુ પોષણનો સઘળો બંદોબસ્ત હું કરી આપીશ. મારી આ આજ્ઞાનું ઉલ્લંઘન થશે, તો પછી મારી દયા મેળવવાનો તને અધિકાર રહેશે નહિં. યુદ્ધ માટે મેં સઘળી તૈયારી કરી રાખી છે. લશ્કર પ્રયાણુ કરવા તૈયાર છે. માટે ખૂબ વિચારી કાર્ય કરજે. યુદ્ધમાં ઉતર્યાં પછી મારો અનુગ્રહ એ તારો ઉદ્ધાર રહેશે નહિં.

**નવાબ શૌકતજંગ. "**

આ પ્રમાણે પત્ર લખી તે રાજમહલમાં રાસવિહારી પાસે મોકલવામાં આવ્યો. રાસવિહારીએ મુર્શિદાબાદ જઇ તે પત્ર નવાબને આપ્યો. ઉદ્દેશ સિદ્ધ થયો, શૌકતજંગનો પત્ર વાંચી સિરાજુદ્દૌલાને અત્યંત ક્રોધ આવ્યો તેણે પોતાના સેના નાયકોને યુદ્ધ માટે તૈયાર થવાની આજ્ઞા કરી. યુદ્ધ અર્થે પ્રયાણુ કરતાં પહેલાં પ્રથમ દરબાર ભરવામાં આવ્યો. સિરાજુદ્દૌલાએ પોતાના અમાત્ય, સ્નેહી, અમીરો સર્વની સમક્ષ શૌકતજંગનો પત્ર વાંચ્યો અને હવે કયા માર્ગનું અવલંબન કરવું, તે માટે તેઓનો અભિપ્રાય માંગ્યો. અલીવર્દીખાંના સમયના જે જે પ્રતિષ્ઠિત લોકો હતા તે સઘળાએ પોત પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ તેના તરફ લક્ષ આપવામાં આવ્યું નહિ. જે લોકો શૌકતજંગના પક્ષમાં ઢળ્યા હતા તેઓએ કહ્યું, "વર્ષાકાળ આવી પહોંચ્યો છે અને યુદ્ધ જો કરવામાં આવશે તો લશ્કર અત્યંત હેરાન થશે. શરદ ઋતુ આવે ત્યારે યુદ્ધનો આદર કરવો ઉચિત છે." સિરાજુદ્દૌલાએ કહ્યું, "વારૂ, તમે કહો છો તે હું સમજું છું. પરંતુ તેણે બાદશાહની સનદ મેળવી છે. એટલે

શું તે ત્યાં સુધી નિશ્ચિંત બેસશે ? તે બંગાલ, બિહાર, ઓરીસાનું નવાબપદ પોતાને મળ્યાનું લખે છે. પરંતુ તે સનદ તેને કયાં મળી છે ? અને તે નવાબ શી રીત્યે બની ગયો ? નવાબ અલીવર્દીખાંના સિંહાસન પર મારો રાજ્યાભિષેક થયો છે, તેથી બાદશાહી સનદ મને મળવી જોઇએ. શૌકતજંગને તે શી રીત્યે મળે ? યદિ બાદશાહ તેને સનદ આપી દેતો હું આ મુર્શિદાબાદની ગાદીનો સહજમાં ત્યાગ કરૂં તેમ થથી. "

આના પ્રત્યુત્તરમાં નગરશેઠ મહતાબચંદે કહ્યું, "બનવા જોગ છે કે શૌકતજંગે દિલ્હીશ્વર પાસે પોતાને નવાબ અલીવર્દીખાંના વંશધર તરીકે જાહેર કર્યો હોય !"

નગરશેઠના આ વચનો સાંભળતાં સિરાજના રોપની સીમા રહી નહિં. તેણે લાલ નેત્રો કરી પૂછયું, "તમે શું કહેવા માગો છો ? શું હું નવાબ અલીવર્દીખાંનો વંશજ નથી ?"

**મહતાબ**:—હું એ બાબતનો પ્રતિકાર કરતો નથી. પરંતુ જ્યારે શૌકતજંગ દિલ્હીશ્વરની સનદ લઇ આવ્યો છે તો પ્રજા સ્વાભાવિક તેના તરફ ઢળી પડશે. દિલ્હીનો બાદશાહ જે પુરૂષને નવાબ બનાવે, તેનો પ્રજાએ સ્વીકાર કરવો જોઇએ એવી પ્રથા છે.

**સિરાજ**;—તો પછી સિદ્ધ થાય છે કે, તમે મારો નવાબ તરીકે સ્વીકાર કરતા નથી.

**મહતાબ**—મેં એ કયાં કહ્યું કે આપ નવાબ નથી ? પરંતુ દિલ્હીના બાદશાહે જ્યારે બીજાને નવાબ પદની સનદ આપી છે ત્યારે પ્રજા તેને કેમ નવાબ ન માને ? જેના પાસે બાદશાહની

સનદ ન હોય તેને તેઓ સ્વાભાવિક રીત્યે નવાબ તરીકે નહિં માને. આપે બાદશાહ પાસેથી સનદ મેળવવાની યોજના કરવી જોઇએ. સનદ મેળવ્યા વગર યુદ્ધ કરવું અનુચિત છે.

સિરાજુદૌલાનું શરીર ક્રોધથી સળગી ઉઠયું. તેણે ગર્જના કરી કહ્યું, " તો પછી મારી સનદ કયાં છે?

મહતાબચંદે ભયભીત બની કહ્યું, " હું શું જાણું કે તે કયાં છે? "

સિરાજઃ—દિલ્હીના બાદશાહ પાસેથી સનદ મેળવવાનું કામ તમારૂં છે, તો પછી તમે અદ્યાપિ તે કેમ નથી મેળવી!

મહતાબઃ—આપે સિંહાસન આપના બાહુબળથી પ્રાપ્ત કર્યું છે. નવાબ અલીવર્દીખાંના નામની સનદ મારા પાસે છે. આપે સનદ મેળવવાનું મને કદિ ફરમાવ્યું નથી. વિશેષતઃ બાદશાહને ખંડણી મોકલવી આપે બંધ કરી છે અને આપ એક સ્વતંત્ર રાજ કર્ત્તા તરીકે રાજ કરો છો. બાદશાહ શી રીત્યે સમજી શકે કે નવાબ અલીવર્દીખાંના વંશધર આપ છો અને શૌકતજંગ નથી.

આનો પ્રત્યુત્તર જ્યારે સિરાજુદૌલાથી આપી શકાયો નહિં ત્યારે તેણે ક્રોધથી ઉન્મત્ત બની સિંહાસન પરથી ઉતરી અત્યંત વેગથી મહામાન્ય નગરશેઠ મહતાબચંદની ગરદન પકડી તેના પર પ્રહાર કર્યો, અને ક્રોધપૂર્ણ કમ્પિત સ્વરે ત્રાડ પાડી બોલ્યો, " યદિ આ અપમાનના બદલા તરીકે જ્યાં સુધી ત્રણ કરોડ રૂપિયા આપીશ નહિં, ત્યાં સુધી તને બન્દિવાન તરીકે રાખવામાં આવશે. " આ અનુચિત અને તિરસ્કૃત કર્મ કરી તેણે દરબાર વિસર્જન કર્યો અને મહતાબચંદને કેદી બનાવ્યો.

## પરિચ્છેદ ૩૦.

### યુદ્ધ.

સિરાજુદ્દૌલાએ વિશેષ વિલંબ નહિં કરતાં શૌકતજંગનું દમન કરવા યુદ્ધ અર્થે પ્રયાણ કર્યું. તેણે પોતાના લશ્કરની ત્રણ ભાગમાં વ્હેંચણી કરી. એક ભાગનો સેનાપતિ મીરજાફરને બનાવ્યો અને તેને પોતાના સાથે રાખી તે રાજમહલ જવા નીકળ્યો. બીજા વિભાગનો સેનાપતિ રાજા રામનારાયણને બનાવ્યો, અને તેને બાદશાહના આવવાના માર્ગનું રૂંધન કરવા પટણા તરફ મોકલ્યો. ત્રીજી બાજુ મોહનલાલને પદ્મા નદી ઉતરી રાણી ભવાનીના રાજ્યમાં થઇ પુનિયા તરફ જવાની આજ્ઞા કરી. આથી શૌકતજંગ માટે નાસવાનો કોઇ માર્ગ રહ્યો નહિં. તેમજ સ્વયં બાદશાહ કદાચ તેની સહાયતા કરવા આવે તો તેને પણ અટકાવી શકાય, એવો વ્યૂહ રચાયો.

સિરાજુદ્દૌલાના પ્રયાણના સમાચાર સાંભળી શૌકતજંગ ત્વરાથી સૈન્ય લઇ બહાર આવ્યો. તેણે નવાબગંજ પાસે પોતાની છાવણી નાંખી. શૌકતજંગના પ્રવીણ સેનાપતિએ જે સ્થળે મુકામ કર્યો હતો, તેની સામે એક વિશાળ જલાશય હતો અને તે એટલો બધો લાંબો તથા પહોળો હતો કે શત્રુ સૈન્ય સહેલાઈથી તેના પર આક્રમણ કરી શકે નહિ. જળાશયની ઉપર થઇને આવવાનો એક નાનો માર્ગ હતો. અને તે ઉપરથી એક સાથે વીસ કરતાં વધારે

સૈનિકો આવી શકે તેમ નહોતું. શૌકતજંગના રણુ નિપુણુ સેનાપતિએ આ સ્થળને સર્વથા રણક્ષેત્ર માટે અનુકૂળ સમજી નિર્દિષ્ટ કર્યું હતું. કિન્તુ ગર્વોન્મત્ત શૌકતજંગની ભૂલથી તેની સઘળી બુદ્ધિ ધૂળ મળી ગઇ. આવું શ્રેષ્ટ સ્થાન રણક્ષેત્ર માટે યોજવામાં આવ્યા છતાં, કાર્ય સિદ્ધ થયું નહિ. તેણે સેનાપતિઓની સલાહ લીધા વગર, જે દિલમાં આવ્યું તે કરવાનો આરંભ કર્યો. તેણે દૂર દૂર દરેક સેનાપતિને લશ્કર સાથે ગોઠવી મનથી માની લીધેલ અદ્‌ભૂત વ્યૂહ રચના કરી. પ્રવીણુ સેનાપતિએ ઘણા પ્રયત્નો કર્યા પરંતુ જ્યારે તેના ઉપર લક્ષ અપાયું નહિ ત્યારે સઘળા મૌન બની પોતાને સોંપવામાં આવેલ લશ્કરને સંભાળવા સ્વસ્થાનકે ગયા.

જે શૌકતજંગે એક દિવસ પણુ રણક્ષેત્રમાં પદાર્પણ કર્યું નહોતું, આંખોથી કદિ યુદ્ધ જોયું નહોતું, યુદ્ધ કલા તથા વ્યૂહ રચનાનું શિક્ષણ મેળવ્યું નહોતું, તોપનો કદિ પ્રચંડઘોષ સાંભળ્યો નહોતો, શત્રુ સમક્ષ ઉભા રહી કેવી રીત્યે યુદ્ધ કરવું તેની જેને ખબર નહોતી, કેવી રીત્યે સૈન્યનું ચલન વલન કરી ગોળા ગોળીઓ છોડવાં તેની જેને ખબર નહોતી તે શૌકતજંગ આજે રણકુશળ સેનાપતિઓની ઉપેક્ષા કરી સ્વયં વ્યૂહ રચના કરી સેના સંચાલન કરવા તૈયાર થયો.

મોહનલાલ અને સિરાજુદ્દૌલા બન્નેના લશ્કર જૂદી જૂદી દિશામાંથી આવી એક બીજા સાથે એકત્ર થયાં, અને તેથી તેઓનો પક્ષ સબળ થયો. રણુનિપુણુ મોહનલાલે શત્રુને વખત આપવો અનુચિત જાણી શીઘ્ર તોપનો મારો શરૂ કર્યો. તોપોના ગોળાનો મોટો ભાગ જળાશય ઉપર થઇને કીચડમાં પડતો હતો. અને થોડાક શત્રુના લશ્કર સુધી પહોંચી છીન્નભીન્ન કાર્ય બજાવતા હતા.

હિમ્મતથી મોહનલાલનું લશ્કર પેલા સાંકડા માર્ગ મારફત આગળ વધવા લાગ્યું. શૌકતજંગ રણભૂમિમાં ઉપસ્થિત હતો. તેણે જોયું કે શત્રુ સૈન્ય ધીરે ધીરે આગળ વધે છે અને વિપક્ષીઓના ગોળાના આઘાતથી સૈનિકો એક પછી એક મૃત્યુ વશ થતા જાય છે, છતાં તેનો કેવી રીત્યે અવરોધ કરવો, તેની કલ્પના સરખી તેણે કરી નહિ. તે પ્રસંગે એક અફગાન સેના નાયકે તેના પાસે આવી વિનીતભાવ પૂર્વક કહ્યું, "બાદશાહ, આ કઇ જાતનું યુદ્ધ છે ? શત્રુ દલ ધીરે ધીરે આગલ વધે છે, કોઇ તેની ગતિનું રૂંધન કરવા પ્રયત્ન કરતું નથી. સઘળા નિશ્ચેષ્ટ ભાવે સ્થિર ઉભા છે. મેં ઘણાં યુદ્ધો જોયાં છે, ઘણી લડાઇઓ લડયો છું, પણ યુદ્ધ કરવાની આવી પદ્ધતિ આજે પહેલી વખત જોઉં છું. લશ્કર કોઇના કાબુમાં નથી. ઇચ્છામાં આવે તેમ કરે છે શત્રુ સામે આવી ઉભો છે, પરંતુ આપણો કોઇ સૈનિક કામ કરવામાં પ્રવૃત્ત થતો નથી. જો આમ થશે તો થોડા વખતમાં સઘળું લશ્કર યુદ્ધ કર્યા વિના બંદિવાન બનશે. આપ નામવરને જો યુદ્ધ કરવું અભીષ્ટ જણાતું હોય તો સૈન્ય એકત્ર કરો, દુશ્મન ઉપર હુમલો લઇ જાવ, તોપો ચલાવવાની આજ્ઞા આપો, અને પાયદલને આગળ વધવાદો. વૃથા સમય નષ્ટકરી શત્રુને તેનો લાભ આપો નહિં. જુઓ જૂઓ શત્રુ સૈન્યે પહેલા સાંકડા માર્ગ ઉપર પદાર્પણ કર્યું છે.

હિતાહિત–દ્રષ્ટિશૂન્ય, યુદ્ધ અનભિજ્ઞ શૌકતજંગે બુદ્ધિનો ઉપયોગ કર્યો નહિં અને આંખો છતાં જોયું નહિ ! તે ગર્વાન્વિત પુરૂષે તીવ્ર સ્વરથી અફગાનની સલાહનો અનાદર કરતાં કહ્યું. "જાવ, જાવ, ઘણું બકયા ! મને શિક્ષણ આપવાની આવશ્યકતા નથી. તમને

યુદ્ધ વિષયનું જ્ઞાન નથી. મેં જે કૌશલનું અવલંબન કર્યું છે, તેથી સિરાજુદ્દૌલાની શું મજાલ છે કે મને જીતી જાય! તમને પ્રાણનો ભય હોય અને યુદ્ધ કરવાની ઇચ્છા ન હોય તો જાવ, નાસી જાવ! નહિંતો સ્થિર થઇ જોયા કરો કે યુદ્ધમાં કોને જયલાભ પ્રાપ્ત થાય છે!" તેનાં અનુચિત વચનો સાંભળી અફગાન સેનાપતિએ વિશેષ કંઇ કહ્યું નહિં. તે ચુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો. બીજી બાજુ મોહનલાલ વિપુલ વિક્રમ અને પ્રબળ ઉત્સાહથી ધીરે ધીરે આગળ વધવા લાગ્યો. આ પ્રસંગે શ્યામસુંદર નામક એક હિન્દુ સેનાનાયકથી મૌન રહેવાયું નહિ. તેણે શૌકતજંગની કોઇ જાતની અનુમતિ મેળવ્યા વગર મોહનલાલને આગળ વધતો અટકાવવાનો યત્ન કર્યો અને સામે ઉભેલાં પાયદલ લશ્કરને પાછળ રાખી તોપોને છોડી પ્રબળ આવેશ પૂર્વક યુદ્ધનો આરંભ કર્યો.

બન્ને પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. ચોતરફ તોપોના પ્રચંડ ધ્વનિ સાંભળવા લાગ્યા. શ્યામસુંદરની તોપોના ધુમાડાથી ચોતરફ અંધકાર ફેલાવા લાગ્યો. દુશ્મન પક્ષના ગોળાના વરસાદથી મોહનલાલ આગળ વધતો અટક્યો. તેણે ઉપાય યોજી કૌશલ્યપૂર્વક શ્યામસુંદરના પ્રાણઘાતક ગોળાથી લશ્કરને બચાવવાનો ઉદ્યોગ કરવા માંડયો. શ્યામસુંદરની અદ્‌ભૂત રણપટુતા જોઇ શત્રુ મિત્ર સઘળા વિસ્મય પામ્યા. શૌકતજંગમાં પ્રબળ ઉત્સાહ વ્યાપ્યો. તેણે પરિણામનો વિચાર કર્યા વગર અશ્વારૂઢ સૈન્યને જળાશય ઉતરી સિરાજુદ્દૌલા પર આક્રમણ કરવાની આજ્ઞા આપી. શૌકતજંગની આ આજ્ઞા તેઓને રૂચી નહિં. તેના નાયકે તેને કહ્યું, "ત્યાં કીચડ ઘટ્ટ જામેલો છે. ઘોડાઓ તેના પર ચાલી શકશે નહિં. ઉલટા તેમાં ફસી પડવાથી નીકળવાનો માર્ગ

મળશે નહિં અને વિજય મેળવવા જતાં અમારા સઘળાનો શત્રુના ગોળાથી વિનાશ થઈ જશે. " આ હિત વાક્યો તરફ ક્ષુલ્લક વૃત્તિના શૌકતજંગે લક્ષ આપ્યું નહિં. તેણે ક્રોધ કરી કહ્યું, 'તમે લોકો નિતાન્ત બીરૂ અને કાયર પુરૂષો છો. આથીજ તમે આગળ વધવાની હિમ્મત દર્શાવતા નથી. ધિક્કાર છે તમારાં વીરત્વને ! તમે શા માટે સ્વાર થયા છો ? શ્યામસુંદર એક સાધારણ અધિકારી છે છતાં તે અત્યારે આપણને જે વીરત્વ અને સાહસનો પરિચય કરાવી રહ્યો છે, જે પરમ વિક્રમ દર્શાવી શત્રુપર ગોળા વરસાવી રહ્યો છે, તેને જોઇ તમારામાં ઉત્સાહ નથી આવતો શું ? ખરેખર, ધન્ય છે વીર શ્યામ સુંદર !" તિરસ્કારનાં આ અયુક્ત વચનો વધારેવાર અશ્વારૂઢ લશ્કર સાંભળી શક્યું નહિં. માનભંગ થતાં તેઓએ ગર્વાંધ બની, જીવનની મમતા છોડી એક સાથે સિરાજુદ્દૌલા ઉપરઆક્રમણ કરવા પ્રયાણ કર્યું.

જ્ઞાનશૂન્ય શૌકતજંગ સમજ્યો કે શત્રુ દલનો હવે અવસ્ય વિનાશ થશે, યુદ્ધમાં નિશ્ચય મને વિજયશ્રી વરશે. તે મનસ્વી તરંગોમાં મહાલવા લાગ્યો કે, શ્યામસુંદર કેવી વીરતાપૂર્વક યુદ્ધ કરી રહ્યો છે ! તેના પરાક્રમથી શ સેનાસ્થંભિત થઇ ગઇ છે અને એક પગલું આગળ વધવાની હિમ્મત કરતી નથી. બીજી બાજુ અશ્વારૂઢ લશ્કર શત્રુના પાછળના ભાગ ઉપર આક્રમણ કરવા ગયું છે. તેનો પ્રબળવેગ અવસ્ય તેનાથી સહન થશે નહિં અને સિરાજુદ્દૌલાના લશ્કરનો સર્વાંશે વિનાશ થશે. મારા આ અમિત તેજસ્વી અશ્વારૂઢ સૈન્ય સામે તેઓ બિચારા ટકી શકશે નહિં, વિજય અવસ્ય મને પ્રાપ્ત થશે. હવે વધારે વાર મારે રણક્ષેત્રમાં ઉભા રહેવાની આવશ્યકતા નથી. મારે છાવણીમાં જઇ વિશ્રામ કરવો જોઇએ.

સ્વતઃ આવી કલ્પના કરી, આશામાંને આશામાં મુગ્ધ બની પ્રફુલ્લચિત્તે રણક્ષેત્રનો ત્યાગ કરી શૌકતજંગ પોતાના તંબુમાં આવ્યો. પ્રવેશ કરતાંજ તેણે આજ્ઞા કરી, "નાચ રંગ થવા દયો, મને થોડો શરાબ આપો." નૃત્યરંગ શરુ થયો. શરાબની બહાર ઉડવા લાગી. તંબુની બહાર રણક્ષેત્રમાં તોપોની ભયંકર ગર્જના થઇ રહી છે, તુમુલ સંગ્રામ મચ્યો છે, તેની તેને શુદ્ધિ રહી નહિં. તેણે અપરિમિત સુરાપાન કર્યું. વિશેષતઃ મધુર સંગીત, વારાંગનાઓના પ્રફુલ્લ યૌવને પળવારમાં તેને વર્તમાન, ભૂત ભવિષ્યનું ભાન ભૂલાવી દીધું. તંબુમાં અવિશ્રાંત રીત્યે ગીત, વાદ્ય, મદ્યની ધૂન મચી રહી. આનંદની અવધિ થઈ!

બીજી બાજુ આગળ વધવા મથન કરતું અશ્વારુઢ સૈન્ય કીચડમાં ફસાઇ પડયું. તેઓમાં આગળ વધવાની આય રહી નહિં. લશ્કરનાં જુથનાં જુથ આ દુઃખદ સ્થિતિમાં આવી પડયાં. કીચડને લીધે ન તેઓ આગળ વધી શકયા કે ન તેઓને પાછા ફરવાનો માર્ગ મળ્યો. સિરાજુદ્દોલાના લશ્કરે તક સાધી આ નિર્ભાગી લોકો પર તોપો ચલાવવા માંડી. તેઓનાં દલનાં દલ નિરુપાય બની ગોળાના આઘાતથી પંચત્વ પામવાં લાગ્યાં. શ્યામસુંદરને પણ અવિશ્રાંત યુદ્ધ કરતાં કરતાં થાક જણાવા લાગ્યો. તેની સ્થિતિ જાણી જતાં રણ વિશારદ મોહનલાલે પુનઃ પેલા સાંકડા માર્ગ દ્વારા આગળ વધવાની લશ્કરને આજ્ઞા આપી અને બીજી તરફ શ્રાવણની ઝડી પેઠે શ્યામસુંદરના પર ગોળા વરસાવવાનો આરંભ કર્યો. શ્યામસુંદર અત્યંત થાકી ગયો હતો. છતાં તેણે પોતાની તોપો બંધ કરી નહિં. તેટલામાં શત્રુ પક્ષનો એક ગોળો તેના ઉપર આવી પડયો. તેનાથી આત્મ રક્ષણ થઇ શકયું નહિં. હારજીતનો કંઇપણ નિર્ણય થાય તે

પહેલાં તેણે આ નશ્વર દેહનો ત્યાગ કર્યો. લશ્કર ભયભીત અને નિરુત્સાહિત બન્યું. નાવિક વિના જેવી નાવની અને સારથી વિહીન રથની જેવી સ્થિતિ થાય છે તેવી રીત્યે સૈન્યની ડામાડોળ સ્થિતિ થઇ ગઇ. રણક્ષેત્ર છોડી ઇચ્છામાં આવે તેમ સૌ નાસવા લાગ્યા.

અશ્વારુઢ સઘળા સૈનિકો બીજી બાજુ એક પછી એક મરતા હતા. શ્યામસુંદરે પણ પ્રાણ ત્યાગ્યા. લશ્કર નાસવામાં પ્રવૃત્ત થયું. સેનાપતિને બાજી હાથથી જતી હોય તેમ લાગ્યું. તેણે નાસતા સૈન્યને સ્થિર કરવાના જીવતોડ પ્રયત્ન કર્યા. પરંતુ છિન્ન ભિન્ન થઇ ગયેલું સૈન્ય એકત્ર થઇ શકયું નહિં. છેવટે સેનાપતિઓએ વિચાર કર્યો કે આ પ્રસંગે શૌકતજંગ રણક્ષેત્રમાં ઉપસ્થિત હોય તો સૈનિકોને ધીરજ મળવાનો સંભવ છે. તેઓએ શીઘ્ર તંબુમાં તપાસ કરાવી. ત્યાં જઇ જોતાં માલૂમ પડયું કે, શૌકતજંગ અપરિમિત સુરાપાનના યોગે બાહ્યજ્ઞાન શૂન્ય હતો. આંખો બંધ હતી, હાથ પગ ઢીલા પડી ગયા હતા, પાઘડી એક બાજુ ઉડી પડી હતી, અને તલવારનું ઠેકાણું નહોતું. તેની સાથે વાતચીત કરવાની ચેષ્ટા કરવામાં આવી, પરંતુ કશો પ્રત્યુત્તર મળ્યો નહિં. નૃત્ય-સંગીત વ્યાપાર હજુ ચાલુ હતો. આ સ્થિતિ જોઇ સેનાપતિઓને અત્યંત ગ્લાનિ થઇ; છતાં તેઓએ વિનીત ભાવે તેને પ્રાર્થના કરી, "બાદશાહ, સર્વનાશ ઉપસ્થિત છે. શત્રુઓએ આપણા બહાદુર અશ્વારુઢ સ્વારોનો વિનાશ કર્યો છે. શ્યામસુંદરે પ્રાણત્યાગ કર્યા છે અને સઘળી સેના નાસવા લાગી છે. વિપક્ષીઓ અત્યંત નજીક આવી પહોંચ્યા છે. અમો ઘણા પ્રયત્ન કરીએ છીએ, પરંતુ સઘળા નિષ્ફળ જાય છે. જો આપ રણભૂમિ ઉપર આવો, તો હાથમાંથી ગયેલી બાજી હજુ હાથ કરવાનો સંભવ

છે. જહાંપનાહ, શીઘ્ર જાગ્રત થાવ! જેટલો વિલંબ કરશું તેટલો જલ્દી આપણો વિનાશ થશે." પરંતુ સેનાપતિઓના આ સઘળા શબ્દો અરણ્ય રુદન સમાન હતા. શૌકતજંગે કોઇ વાતનો જવાબ આપ્યો નહિં—આંખો ઉઘાડી જોયું પણ નહિં. તેણે તો માત્ર મીંચાયેલાં નેત્રો સાથે રૂંધાયેલા અવાજે કહ્યું, "ગાઓ ગાઓ! મર્જીના બીબી, હજુ જોરથી ગાવ! રાજ્ય સંપત્તિ સઘળું જાવા દયો પણ તમારું મધુર ગાન બંધ કરશો નહિ."

શૌકતજંગનાં આ વિષમ વચનો સાંભળી સઘળા દારુણ ચિન્તામાં પડી ગયા. શું કરવું તેનો કોઇ નિર્ણય કરી શકયું નહિં! બીજી બાજુ શત્રુ દલ ધીરે ધીરે આગળ વધતું હતું. તે લોકો જેટલા આગળ આવતા હતા તેટલો વિપક્ષીઓનો વધારે પ્રમાણમાં વિનાશ થતો હતો. વસ્તુત: હવે યુદ્ધ થતુ નહોતું પણ શૌકતજંગના પક્ષનાં ભાગતાં માણસો એક પછી એક મરતાં હતાં. સેનાપતિઓ નિર્ણય ઉપર આવ્યા કે યદ્યપિ શૌકતજંગ સુરાપાન કરી ઉન્મત્ત બન્યો છે, તોપણ તેને જો રણક્ષેત્રમાં લઇ જવામાં આવે તો સંભવ છે કે ફરીથી લશ્કરમાં ઉત્સાહ ફેલાય અને તેઓ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાય. આથી તેઓએ પ્રયત્ન કરી શૌકજંગને ઉઠાડયો અને તેને હાથી ઉપર બેસાડી રણક્ષેત્રમાં લઇ આવ્યા. પરંતુ સેનાનાયકોનો આ પ્રયત્ન નિષ્ફળ નીવડયો. લશ્કર બાહ્ય જ્ઞાન શૂન્ય શૌકતજંગને જોઇ વિશેષ નિરુત્સાહિત બન્યું. જે લશ્કર અવશેષ રહ્યું હતું તેણે પણ હવે ભાગવાની તૈયારી કરી. શત્રુ દલતો પ્રચંડ વેગથી આગળ વધતું આવતું હતું. સેનાપતિઓએ શૌકતજંગને શુદ્ધિમાં લાવવાના ઘણા પ્રયત્ન કર્યા. તેઓ તેને વારંવાર વિનંતી કરવા લાગ્યા કે, જહાંપનાહ,

સઘળું શત્રુના હાથમાં જવાની તૈયારી છે. આંખખોલી જરા નજર કરો. એકવાર લશ્કરને સ્વમુખથી બે શબ્દો કહી ઉત્સાહિત બનાવો ! સઘળા આપના મુખ તરફ જોઇ રહ્યા છે. આપના મોઢામાંથી એક શબ્દ નીકળતાં સઘળા એકઠા થઇ પ્રાણ આપવા તૈયાર થશે ! પરંતુ સાંભળે કોણ ? સુરાપી ઉન્મત્ત બનેલ બાહ્ય જ્ઞાનરહિત શૌકતજંગે આંખો ખોલી નહિં તેમજ કંઇ જવાબ આપ્યો નહિ. તેટલામાં એક ગોલી શત્રુ પક્ષમાંથી આવી શૌકતજંગના લલાટમાં લાગી, અને તેના સાથે રાજ્યની આશા, નવાબીની લાલસાનો હમ્મેશને માટે નાશ થયો. આ વિલાસપ્રિય પુરૂષનો મૃત દેહ હાથીની પીઠ ઉપરથી નીચે સરી પડયો.

શૌકતજંગનું શબ નીચે પડતાં અવશેષ રહેલા સૈનિકોએ નાસવાનો પ્રારંભ કર્યો. પરંતુ કોઇને માર્ગ મળ્યો નહિં ! કોઇએ સિરાજુદ્દૌલાના લશ્કરના ગોળા ગોળીઓથી પ્રાણ ત્યાગ્યા તો બાકીના કેદ થયા.

સિરાજુદ્દૌલાનો વિજય થયો. પુર્નિયા પ્રદેશ તેના અધિકાર નીચે આવ્યો. તેણે અપૂર્વ ઉત્સાહ પૂર્વક મુર્શિદાબાદ પ્રયાણ કર્યું. આખા શહેરમાં આનંદ પ્રસરી રહ્યો. પ્રસંગ જાણી અમીર, ઉમરાવ, રાજા, મહારાજાઓએ મળી નગરશેઠ મહતાબચંદને મુક્ત કરવાની પ્રાર્થના કરી. સિરાજુદ્દૌલાએ આનંદના આવેશમાં તેઓની માગણીનો સ્વીકાર કર્યો. નગરશેઠ મહતાબચંદને મુક્તિ આપવામાં આવી.

# પરિચ્છેદ ૩૧.

## પુનઃ હતા ત્યાંજ !

અંગ્રેજોના ભાગ્યમાં હજુ સંકટો નિર્માણ થયેલ હતાં. એક દિવસે એક અંગ્રેજ અને મુસલમાન ફકીર માર્ગમાં લડી પડયા. અંગ્રેજને જોતાંજ ફકીર થુકયો. તેનો આ અસદ્ વ્યહવાર અંગ્રેજને રૂચ્યો નહિં. તેણે ફકીરને પુછયું, "તમે મને જોઇ જમીન ઉપર શા માટે થૂકયા ?" પ્રતિઉત્તરમાં ફકીરે નિર્ભયતાપૂર્વક કહ્યું, "તમે લોકો દારૂ પીઓ છો. તમારૂં મોઢું જોવામાં પણ પાપ લાગે તેમ છે" ફકીરે આ વાત હિમ્મત ધરી એટલા માટે કહી કે, સિરાજુદૌલા અંગ્રેજોનો દુશ્મન છે, તેની તેને ખબર હતી.

અંગ્રેજ—દારૂ પીવો એ પાપ કર્મ નથી. તમારો નવાબ પણ મદ્યપાન કરે છે. પછી તમે દારૂની અવગણના શા માટે કરો છો ?

ફકીરઃ—તૌબા ! તૌબા ! હું તારા સાથે વધારે વાત કરવા માગતો નથી. જો વધારે પડતું બોલીશ તો હું નવાબને સઘળી હકીકત નિવેદન કરીશ. માટે વિચાર કરજે કે તારી તે વખતે કેવી અવદશા થશે ! તને શીઘ્ર હાથીના પગ નીચે કચડાવવાની શિક્ષા કરવામાં આવશે.

ફકીરના શબ્દો સાંભળતાંજ અંગ્રેજનો ગુસ્સો હાથમાં રહ્યો નહિં તેણે ભવિષ્યનો વિચાર કર્યા વગર ફકીરના મોઢાપર એક પ્રચંડ પ્રહાર કર્યો. આઘાત સહન નહિં થઇ શકવાથી વૃદ્ધ ફકીર મૂર્છાવશ થઇ જમીનપર ઢળી પડયો. રસ્તામાં સર્વત્ર કોલાહલ વ્યાપી રહ્યો. આ

સમાચાર સિરાજુદ્દૌલા પાસે વિના વિલંબે પહોંચ્યા. નવાબ પાસે ફરિયાદ ગઇ કે, માર્ગે જતાં એક બુઢ્ઢા ફકીરપર કોઇ અંગ્રેજે ભયંકર પ્રહાર કર્યો છે. શાહ સાહેબને શુદ્ધિ રહી નથી. આજકાલ અંગ્રેજો અત્યંત અમાનુષિક વર્તન બતાવી રહ્યા છે. તેઓ ધર્મની ઘૃણા કરતાં સંકોચ પામતા નથી, અને ઇચ્છામાં આવે તેમ કોઇ પણ મનુષ્યના પ્રાણ લઇ નાંખે છે.

સ્વજાતિપર અને વિશેષતઃ એક ફકીરપર થયેલા અત્યાચારથી સિરાજુદ્દૌલા અત્યંત ગુસ્સે થયો, તેના ક્રોધની સીમા રહી નહિ ! તેણે કલકત્તાના શાસનકર્તા રાજા માણેકચંદને આજ્ઞા કરી કે વિના વિલંબે સઘળા અંગ્રેજોને દેશપાર કરો. મારે હવે કંઇપણ વધારે વાત સાંભળવી નથી. અંગ્રેજ લોકો અત્યંત અત્યાચારી બન્યા છે. રાજા માણેકચંદ પ્રથમથીજ અંગ્રેજોનો વિરોધી હતો. તે અહર્નિશ ચિન્તવન કરતો હતો કે કોઇપણ પ્રકારે અંગ્રેજોનો વ્યાપાર કરતા બંધ કરવા; પરંતુ કોઇ સુયોગ મળતો નહોતો. અચાનક આવો શુભ પ્રસંગ હાથ આવવાથી ભવિષ્યનો કંઇ પણ વિચાર કર્યા વગર તેણે ઘોષણા કરાવી કે સઘળા અંગ્રેજો એ વિના વિલંબે આ દેશનો ત્યાગ કરવો; વળી જે કોઇ અંગ્રેજી વસ્ત્રો પરિધાન કરશે, તેઓને પણ નગરમાં રહેવા દેવામાં આવશે નહિ !

અંગ્રેજ લોકો રાજા માણેકચંદની આજ્ઞા આગળ નિરૂપાય બન્યા. ધંધો–વ્યાપાર સઘળું છોડી, તેઓ વહાણપર ચડી બેઠા. વહાણોએ ફુલ્તા બંદર તરફ પ્રમાણ કર્યું. કલકત્તા અંગ્રેજ શૂન્ય થઇ ગયું. ધૂર્ત માણેકચંદ પોતાની ઇચ્છા પાર પાડવાથી અત્યંત આનંદ પામ્યો.

ફુલ્તા બંદર પહોંચ્યા પછી અંગ્રેજોનું હૃદય વ્યાપાર બંધ થઇ જવાથી અત્યંત દુઃખિત થયું. વેપાર કરવાની ઇચ્છાથી તેઓ વતનનો ત્યાગ કરી આટલે બધે દૂર આવ્યા હતા અને પરિશ્રમપૂર્વક વાણિજ્યનાં મૂળ નાંખ્યા હતાં તે સઘળું નિર્મૂળ થઇ ગયું. માત્ર હવે મદ્રાસની આશા હતી. જો ત્યાંથી લશ્કર આવે તો કલકત્તાનો પુનરોદ્ધાર થાય તેમ હતું, અથવા તો કોઇ સુયોગ્ય વ્યક્તિ આવી નવાબને તુષ્ટ કરે તો પુનઃ વાણિજ્યનો અધિકાર પ્રાપ્ત થાય. પરંતુ આ આશા દુરાશામાં ફેરવાઇ જવા લાગી. મદ્રાસ સમાચાર મોકલવામાં આવ્યા. દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા પરંતુ ન ત્યાંથી લશ્કર આવ્યું કે કોઇપણ જાતના આશાજનક સમાચાર મળ્યા. સઘળા અત્યંત નિરાશ બન્યા. ફુલ્તાબંદરમાં તેઓની દુર્દશા સીમા રહી નહિં. વર્ષાઋતુ બેઠી હતી અને રહેવાને માટે જોઇએ તેવી સગવડ નહોતી. એવું કોઇ ઘર મળ્યું નહિ કે જ્યાં જઇ તેઓ નિવાસ કરે. રાત્રિ દિવસ વહાણુપર વ્યતીત કરવાં અત્યંત કષ્ટકર જ જણાવા લાગ્યાં. ખાવા પીવાની અત્યંત મુશ્કેલી પડતી હતી. બાજુમાં કોઇ બજાર નહોતી કે જ્યાંથી તેઓ ઇચ્છાપૂર્વક ખાદ્ય પદાર્થો લઇ આવી પોતાને સંતોષ આપે.

આ સર્વ કષ્ટનું મૂળ રાજા માણેકચંદ હતો. તેના ભયથી કોઇએ પોતાની દુકાન ફુલ્તા લઇ જવાની હિમ્મત કરી નહિં ! ઇચ્છા છતાં કોઇ અંગ્રેજોને સહાયતા આપી શકયું નહિં ! આવી દુરવસ્થા પ્રાપ્ત થયા છતાં અંગ્રેજો પોતાનું કર્તવ્ય ભૂલ્યા નહિં. તેઓએ પોતાની સ્થિતિનો યોગ્ય પરિચય કરાવા અને યુકત પ્રબંધ કરાવવા મી. મેનિંગહામને મદ્રાસ મોકલ્યો.

મદ્રાસના અંગ્રેજોને ૧૫ જુલાઇને રોજ ખબર મળી હતી કે કાસિમ બજારની કોઠી બંધ થઇ છે. તેઓએ માની લીધું કે આવા અંતરાયો ઘણા વખત આવ્યા છે અને તેથી અર્થ દંડ આપવાથી પ્રથમની પેઠે સિરાજુદૌલા પ્રસન્ન થઇ જશે. આ ભ્રમણાને લીધે તેઓએ કશો આવશ્યક પ્રયત્ન કર્યો નહિં અને કલકત્તા સંબંધમાં નિશ્ચિંત રહ્યા. તેઓએ ફકત ૨૩૦ માણસનું લશકર મેજર કિલ પેટ્રિકના અધ્યક્ષપદ નીચે કલકતાનું રક્ષણ કરવા મોકલ્યું. મનુષ્ય ધારે છે શું અને વિધાતા કરે છે શું ? મદ્રાસના કર્મચારીઓને જો એ વસ્તુતઃ ખબર પડી હોત કે કાસિમ બજારની કોઠી નવાબ સિરાજુદૌલાના અધિકાર નીચે આવી છે એટલુંજ નહિ પરંતુ તેણે કિલ્લો પણ હસ્તગત કર્યો છે અને અંગ્રેજોને દેશપાર કર્યા છે તો તેઓ આટલું નામનું લશ્કર મોકલી કદિ નિશ્ચિત બેસી રહેત નહિં.

આગસ્ટની પાંચમી તારીખે ઓનિંગહામ મદ્રાસ પહોંચ્યો—વહાણપરથી ઉતરી તે સત્વર ગવર્નર પીગટ પાસે ગયો. તેને સઘળી હકીકત યથાસ્થિત નિવેદન કરવામાં આવી. મી. પીગટે વાત વીફરેલી જોઇ સત્વર મંત્રણાઅર્થે એક સભા બોલાવી. સભ્યગણો કલકત્તાની દુઃખદ વાર્તા સાંભળી દુઃખ—શોકથી અત્યંત પરિતાપ પામ્યા. અંગ્રેજ જાતિમાં એક સ્વાભાવિક ગુણ છે કે ગમે તેવા પ્રબળ દુઃખના આક્રમણથી તેઓ નિરાશ થતા નથી, આપણા પેઠે જીવનની મમતામાં લુબ્ધ થતા નથી અને ગમે તેવું દુષ્કર કાર્ય કરવામાં પાછી પાની કરતા નથી. આવી વીરજાતિ શા માટે સૃષ્ટિમાં શ્રેષ્ટ સ્થાન ન ભોગવે ? તેઓએ દુઃખ—પરિતાપ અળગાં કરી સત્વર કલકતાના પુનરોદ્ધારનો વિચાર કરવા માંડયો. કેટલાકોએ

ત્વરાથી લશ્કર મોકલી આપવાની ઇચ્છા દર્શાવી પરંતુ, આ સભા છેવટના નિર્ણય ઉપર આવી શકી નહિં, કારણ કે થોડા વખતમાં તેઓને ફ્રેન્ચ લોકો સાથે યુદ્ધમાં ઉતરવાનું હતું. આવા સંજોગોમાં નવાબ સાથે યુદ્ધમાં ઉતરવું કે નહિં તેનો નિશ્ચય તેઓ અત્યારે કરી શક્યા નહિં.

## પરિચ્છેદ ૩૨.

## પુરુષાર્થ.

સિરાજુદ્દૌલા દિલ્હીના બાદશાહને ખંડણી આપતો નહોતો. બાદશાહ તેનાથી અત્યન્ત અસંતુષ્ટ હતો. મંત્રી વર્ગની સલાહ લઇ તેણે પોતાના શાહજાદાને બંગાલ, બિહાર, ઓરીસાનો શાસનકર્ત્તા નીમ્યો. આમ કરવાનું કારણ એ હતું કે સિરાજુદ્દૌલાને પદભ્રષ્ટ કરવો અને શાહજાદાના નામથી રાજ્ય કારભાર શૌકતજંગને સોંપવો. શાહજાદાએ મોટું લશ્કર લઇ શૌકતજંગને તેના કાર્યમાં મદદ કરવા પુર્નિયા તરફ પ્રયાણ કર્યું. પરંતુ તે પુર્નિયા પહોંચે તે પહેલાં માર્ગમાં તેને ખબર મળી કે શૌકતજંગે સિરાજુદ્દૌલા સાથેના યુદ્ધમાં પરાજય પામી પ્રાણ ગુમાવ્યા હતા. શૌકતજંગની જીવનલીલા સમાપ્ત થઇ ચૂકી, પરંતુ પુર્નિયાના વિદ્રોહાનલને શાન્ત કરવામાં ગુંથાતો સિરાજુદ્દૌલા અંગ્રેજો તરફ સમ્પૂર્ણ લક્ષ આપી શકતો નહોતો. આ સમય સાધી અંગ્રેજોએ દેશના મોટા મોટા લાગવગ વાળા પુરૂષો સાથે મિત્રાચારીનો સંબંધ જોડવા માંડયો.

રોગનું નિર્મૂલન થતાં કોઇ ઔષધિ ખાતું નથી, દુઃખ દલન

થયા પછી કોઇ અન્યની કૃપા મેળવવાની આકાંક્ષા રાખતું નથી; આથી સિરાજુદ્દૌલા અંગ્રેજો સંબંધમાં પ્રમાદી બન્યો. બીજી બાજુ અંગ્રેજોના દુઃખનો ધીમે ધીમે અંત આવવા લાગ્યો, અને એ પ્રસંગ પણ આવી પહોંચ્યો કે રાજા માણેકચંદે ફલ્તા બંદરમાં લોકોને દુકાનો નાખવાની આજ્ઞા આપી. અંગ્રેજોને ખાદ્ય પદાર્થો ઇચ્છાનુસાર મળવા લાગ્યા. વિશેષતઃ પ્રાર્થના ઉપર પ્રાર્થનાઓ કરવાથી ઉમાચરણે તેઓને પુનઃ વાણિજ્ય અધિકાર મેળવી આપવાનું વચન આપ્યું. બીજી બાજુ મદ્રાસમાં નિર્ણય થયો કે વ્યાપાર અર્થે કલકત્તા જેવું શ્રેષ્ટ સ્થાન બીજું અત્યારે કોઇ નથી. કોઇ પણ રીત્યે કલકત્તાનો ત્યાગ કરવો ઇષ્ટ નથી. યુદ્ધ સામગ્રી અતિ અલ્પ છે અને ફ્રેન્ચ લોકો સાથે વિગ્રહ ઉપસ્થિત થાય એવો સંભવ છે, છતાં સિરાજદ્દૌલાના હાથમાંથી કલકત્તાનો ઉદ્ધાર અવશ્ય કોઈ પણ રીત્યે કરવોજ જોઇએ.

જ્યારે સઘળા કલકત્તાનો ઉદ્ધાર કરવાના નિશ્ચય ઉપર આવ્યા ત્યારે એ ચર્ચા ઉદ્દભવ પામી કે સેનાનાયકનું મહત્વનું પદ કોને આપવું ? સઘળા પોતાનો સ્વતંત્ર મત પ્રદર્શિત કરવા લાગ્યા. એક વ્યક્તિએ કહ્યું, "મારી માન્યતા પ્રમાણે આ કાર્ય માટે મી. પીગટ સુયોગ્ય છે; તેને આપણે સેનાનાયક બનાવવા જોઇએ." આ દરખાસ્ત સર્વને અનુકૂળ થઇ પડી નહિં. તેમાંથી એક જણે કહ્યું, "મી. પીગટ એક પ્રતિભાશાળી અને સર્વોત્કટ પુરૂષ છે, તેમાં સંદેહ નથી; પરંતુ યુદ્ધ વિષયમાં તે અનભિજ્ઞ છે. સેનાપતિનું પદ તેમને આપવાથી આપણને ઇચ્છિત લાભ મળશે નહિં."

"તો પછી તમે કોને આ પદ માટે યોગ્ય પુરૂષ ધારોછો?"

પ્રતિઉત્તર રૂપે એક સભ્યે કહ્યું, "મારી માન્યતા છે કે આપણે આ પદ કર્નલ એલ્ડર ક્રાઉનને આપીએ."

આ દરખાસ્ત પણ ઉચિત જણાઇ નહિં. લગભગ બધા અસમ્મત થયા. તેઓએ કહ્યું, "કર્નલ ક્રાઉન બંગાલ દેશના યુદ્ધ વિષયથી અજ્ઞાન છે." આ પ્રમાણે એક પછી એક નામ બહાર આવવા લાગ્યાં. કોઇએ કહ્યું કે આપણે મી. લૉરેન્સને સેનાપતિ બનાવીએ. બીજાએ તેના પ્રતિકારમાં જણાવ્યું, "અવશ્ય તે ઉપયુક્ત પુરૂષ છે. પરંતુ તેના શરીરમાં દમનો રોગ હોવાથી બંગાલ દેશનાં હવા પાણી તેને અનુકૂળ આવશે નહિં!" આ પછી બીજા ત્રણ પુરૂષોનાં નામો જાહેર કરવામાં આવ્યાં પરંતુ તે સર્વને રુચિકર જણાયાં નહિ. જ્યારે પરિશ્રમ કરતાં કશો નિર્ણય થયો નહિં ત્યારે ઉપસ્થિત સભાજનો અત્યન્ત ચિન્તામાં પડી ગયા. કોને સેના નાયક નીમવો તે સંબંધે ભયંકર મુંઝવણ સંતાપવા લાગી. ત્યારે શું કલકત્તાનો ઉદ્ધાર નહિં થશે! શું અંગ્રેજ લોકોમાં અત્યારે કોઇ એવો ઉપયુક્ત પુરૂષ નથી કે જેને સેનાનાયકનું પદ આપવામાં આવે? એકાએક કર્નલ ક્લાઇવનું નામ યાદ આવ્યું. એક સભ્યે સેનાપતિ તરીકે તેનું નામ જાહેર કર્યું. કર્નલ લૉરેન્સે તેના પ્રતિ પોતાની સહાનુભૂતિ દર્શાવી અને કહ્યું, "હા! કર્નલ ક્લાઇવ આ પદવી ધારણ કરવાને યોગ્ય પુરૂષ છે. તે સાહસિક, પરાક્રમી અને વિચારશીલ પુરૂષ છે. તેણે આરકાટના યુદ્ધમાં વિજય મેળવ્યો છે. મને લાગે છે કે તેના હાથથી અવશ્ય બંગાલનો ઉદ્ધાર થશે."

આ વખતે લાંબો વાદવિવાદ ચાલ્યો નહિ. સઘળા કર્નલ ક્લાઇવને સેનાપતિ પદ આપવામાં એક મત થયા. તેઓએ એક અ-

વાજે કહ્યું, "સિરાજુદૌલાના હાથમાંથી બંગાલનો ઉદ્ધાર કરે એવો આ એકજ પુરૂષ આપણા પાસે છે. તે આ પદને માટે સર્વથા યોગ્ય છે. આપણે સેનાનાયકનું પદ તેને આપવું જોઇએ." આ પ્રમાણે સઘળાની સમ્મતિથી કર્નલ કલાઇવને સેનાપતિ પદપર નિયુક્ત કરવામાં આવ્યો. પૂર્વાકાશમાં અંગ્રેજોના સૌભાગ્ય સૂર્યનું પ્રથમ કિરણ પ્રકાશિત થયું !

સેનાપતિ પદ મળ્યા પછી કર્નલ કલાઇવે નમ્ર ભાવે કહ્યું, "આપ સર્વની આજ્ઞા હું શિરસા માન્ય કરૂં છું. પરંતુ યુદ્ધ વિષયક મને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી પડશે. જો આપ મારી આ ઇચ્છા માન્ય કરો તોજ હું જોખમદારી ઉઠાવવા તૈયાર છું. નહિં તો આટલા નાના લશ્કરથી પ્રચંડ શત્રુનો વિપુલ સૈન્ય સાથે પરાભવ કરવો એ અત્યંત મુશ્કેલ છે."

આ સાંભળી મી. મેનિંગહામે કહ્યું, 'સમ્પૂર્ણ સ્વતંત્રતા આપવી, એ બનવું મુશ્કેલ છે. સેનાપતિએ કલકત્તાના ગવર્નર અને કાઉન્સિલની આજ્ઞાને માન આપવું પડશે. કદાચ એવું પણ બને કે રાજ્ય અથવા અર્થના પ્રલોભનમાં વિવશ બની સેનાપતિ નવાબ સાથે મળી જાય !" મી. મેનિંગહામની વાત યુક્તિ સંગત હતી છતાં તે માન્ય રાખવામાં આવી નહિ. સઘળાના હૃદયમાં વૈરનો પ્રબળ અગ્નિ ધુંધવાઇ રહ્યો હતો એટલે વધારે ચર્ચા ઉપસ્થિત નહિ કરતાં તેઓ એક અવાજે બોલી ઉઠયા, "યુદ્ધ–વિષયમાં અમો કલાઇવને સમ્પૂર્ણ સ્વતંત્રતા આપીએ છિએ."

નિર્ણય થઇ ગયો. જમીન અને જળ બન્ને ઉપર યુદ્ધ કરવાનું હતું. આ બે કામ એકલા કલાઇવથી એક સાથે શી રીત્યે થઇ શકે? આથી વિચાર કરી અંગ્રેજોએ તેને સહાયતા આપવા માટે ઇંગ્લંડ-

શ્વરના નૌકા સેનાપતિ એડમિરલ વોટસનની નિમણૂક કરી. કલાઇવે જમીનપરના યુદ્ધનાયકનું પદ ધારણ કર્યું અને દરીયા માર્ગની જોખમદારી એડમિરલ વોટસનને સોંપવામાં આવી. કલાઇવ અને વોટસનનો યોગ મણિ-કાંચન પેઠે દીપી નીકળ્યો. યુદ્ધની તૈયારી થવા લાગી. નવસો સોલજરો અને પંદરસો દેશી માણસો મળી ૨૪૦૦ માણસોનું એક નાનું લશ્કર તૈયાર કરવામાં આવ્યું. કેન્ટ, કમ્બરલેન્ડ, ટાઇગર, સેલિસબરી, બ્રિજવોટર નામક પાંચ લડાયક વહાણો ઉપર ગોળા, ગોળી, દારૂ, જરૂરીયાતની ચીજો એકઠી કરવામાં આવી. આ શિવાય તેના ઉપર ૨૬૪ તોપો ચડાવવામાં આવી.

યુદ્ધ અર્થે પ્રયાણ કરવાની તૈયારી થતી હતી તેટલામાં એક દુઃખદાયક ઘટના બની. કર્નલ એલ્ડર ફ્રાઉનને જ્યારે સેનાપતિ પદ મળ્યું નહિં ત્યારે તેણે ઇર્ષા વશ બની જેટલું લશ્કર, ગોળા, ગોળી, દારૂ તેના તાબામાં હતાં તે સઘળાં વહાણપરથી ઉતારી નાખ્યાં. દ્વેષભાવનો સર્વથા અભાવ હોય એવી જાતિ આજે કોણ છે? કર્નલ એલ્ડર ફ્રાઉનના આ અનુચિત વર્ત્તનથી બસે માણસો અને તેને ઉપયોગી ગોળા, ગોળી, દારૂનો ઘટાડો થયો. પ્રથમથીજ થોડું લશ્કર હતું, અને યુદ્ધ અર્થે જોઇએ તેવી ઉપયોગી સામગ્રી નહોતી. આવી સ્થિતિમાં, સિરાજુદ્દૌલા જેવા ઐશ્વર્યશાલી નવાબ-કે જેના એક શબ્દથી લાખો માણસોનું સૈન્ય એકત્ર થઇ શકે-સામે મુઠ્ઠીભર સૈન્ય લઇ લડવા જવાનું સાહસ બાળક શિવાય અન્ય કોણ કરી શકે? પરંતુ અડગ કલાઇવ ડગ્યો નહિં. તે જરાપણ ભયભીત કે વિચલિત થયો નહિં. તે ધૈર્ય ધરી, ઉત્સાહ પૂર્વક ઉજ્જવલ ભવિષ્ય ઉપર નજર નાંખી ઉપલબ્ધ અલ્પ સૈન્ય લઇ યુદ્ધ કરવા તૈયાર થયો.

ઈ. સ. ૧૭૬૬ની ૧૬ મી ઓકટોબરને રોજ મહાવીર કલાઈવ અને એડમિરલ વોટસને પોતાના અન્ય સહકારીઓ સાથે યુદ્ધ કરવા નિમિત્તે વહાણોપર પદાર્પણ કર્યું. વિદાયગીરી વખતે ચોમેર ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. મદ્રાસના સમુદ્ર કિનારાપર આ પ્રસંગે સર્વ અંગ્રેજ નર—નારીઓએ હાજરી આપી હતી. વહાણોએ પ્રયાણ કર્યું. જ્યાંસુધી વહાણો દૃષ્ટિએ પડતાં હતાં ત્યાં સુધી કિનારા ઉપર ઉભેલાં મનુષ્યોએ વિદાય થયેલ વીરોને અનેક પ્રકારે ઉત્સાહિત બનાવવાના પ્રયત્નો કર્યા.

## પરિચ્છેદ ૩૩

### ભાગ્યોદય.

મહાવીર કલાઇવે ભવિષ્યોન્નતિ અને યશની આશાથી નાનકડું સૈન્ય લઇ મદ્રાસનો કિનારો છોડયો. તેઓનાં પ્રકાંડ વહાણો સમુદ્ર વક્ષપર વિહાર કરતાં, ધ્વજાઓ ફરકાવતાં કલકત્તા તરફ ચાલ્યાં! એક એક પછી પાંચે વહાણોએ જ્યારે સમુદ્ર—કિનારાનો ત્યાગ કર્યો ત્યારે પવનદેવે તેઓના વિરુદ્ધ આચરણ કરવાનો પ્રારંભ કર્યો. તોફાન શરુ થયું અને સમુદ્ર ઉથલપાથલ થવા માંડયો. વહાણો લક્ષ્ય સ્થાન છોડી જેમ આવે તેમ ચાલવા લાગ્યાં! નાવિકો અને કર્ણધારોએ અત્યંત ચેષ્ટાઓ કરી પરંતુ તે કાબુમાં રહ્યાં નહિ! ધીમે ધીમે બધાં વહાણો એક બીજાથી છૂટાં પડી ગયાં. સબળાઓ ભયભીત બન્યા અને જીવન—આશા છોડી દીધી. પરંતુ વીર કલાઇવ હિમ્મત રાખી આશ્વાસનનાં વચનો કહી સર્વને ઉત્સાહિત કરવા

લાગ્યો. સહસા આ ઉત્પાત શા માટે થયો ? પવનદેવ જાણે તેની કસોટી કરતો હોય તેમ જણાયું. આ નાનકડા સૈન્યથી વીર કલાઇવ નવાબની વિપુલ અને પ્રચંડ સેના સાથે શી રીત્યે લડશે ? શી રીત્યે તે આ સમર–સાગર પાર ઉતરશે ? શત્રુ સેના અને ભવિષ્યની વિપદો સામે તે ધૈર્યપૂર્વક ટકી શકશે કે નહિં, તેની ખાત્રી કરવાનો સ્તુત્ય હેતુ આ ઉત્પાતમાં સમાયેલો હોય તેવું જણાયું ! પવનદેવે જોયું કે કલાઇવનો નિશ્ચય અડગ છે, ત્યારે તેને દિગ્વિજયી સમજી ધીમે ધીમે પોતાનું સૌમ્ય સ્વરુપ પ્રકાશ્યું. જે ભાગ્યશાળી છે, જેના ઉપર વિધાતાની કૃપા ઉતરી છે તે ઐહિક ઉપદ્રવોથી કેમ વિચલિત થાય ?

અનેક વિઘ્નો અને આપત્તિઓનો પરાજય કરી, મહાવીર કલાઇવ આખર વાલેશ્વર બંદરપર ઉતર્યો. ત્યાં જઇ જોયું તો તેને માલુમ પડયું કે પાંચ વહાણોમાંથી માત્ર તેનું વહાણ પહોંચ્યું છે. આ સ્થિતિ જોઇ વીરવર કલાઇવ જરા વિચલિત થયો. અપાર ચિન્તામાં નિમગ્ન થઇ તેણે પોતાની દ્રષ્ટિ સમુદ્રપર નાંખી. આ વખતે દ્રષ્ટિ મર્યાદા પર એક વહાણના સઢ તેના જોવામાં આવ્યા. તેને જોતાં તેના ચિત્તને કંઇક આશ્વાસન મળ્યું. ધીરે ધીરે તે નૌકા નજીકમાં આવી. કલાઇવે જોયું કે તેનો પ્રિય બન્ધુ એડમિરલ વોટસન આવી પહોંચ્યો હતો; તેનું ચિત્ત આલ્હાદ પામ્યું. હૃદય આશા અને ઉત્સાહથી પરિપૂર્ણ થયું. વોટસનના આવ્યા પછી બીજી નૌકાઓની રાહ જોયા વગર બન્નેએ ફલ્તા બંદર તરફ પ્રયાણ કર્યું. ડિસેમ્બરની પંદર તારીખે બન્ને વહાણો ફલ્તા બંદર પહોંચ્યાં.

જોત જોતામાં ચાર દિવસ વીતી ગયા. ડીસેમ્બરની વીસમી તારીખે પાછળ રહેલી નૌકાઓમાંથી એક નૌકા આવી પહોંચી. હજુ •]

સૂધી કમ્બરલેન્ડ નામક સૌથી મોટી નૌકા આવી નહોતી. તેના ઉપર એડમિરલ પીક અને ૨૫૦ સોલ્જરો હતા. આ શિવાય માર્લબરો નામક નૌકા આવી નહોતી કે જેના ઉપર લડાયક અસબાબ હતો. આ બે આવશ્યક નૌકાની ગેરહાજરીથી કલાઇવના બળમાં ઘટાડો થયો. પરંતુ નિરુત્સાહી નહિં બનતાં તેણે યુદ્ધની તૈયારી કરવા માંડી.

ફુલ્તા બંદર પર આગળથી મેજર કિલ્પેટ્રિક આવી ૨૩૦ સૈનિકો સાથે પોતાની છાવણી નાંખી હતી. આ સૈનિકોમાંથી લગભગ અડધા ભાગે દરિયો લાગવાથી પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા અને બાકીનો મોટો ભાગ અસ્વસ્થ હતો. કામ આવે તેવા બલવાન મનુષ્યોની સંખ્યા તેમાં માત્ર ત્રીસની હતી. કલાઇવને આશા હતી કે તેઓ પાસેથી તેને સારી મદદ મળશે, પરંતુ ત્યાં જઇ જોતાં તેની આશા છલના માત્ર હતી એવું જણાયું. તેણે હિમ્મત રાખી લડવાનો નિશ્ચય કર્યો. પરંતુ કલકત્તાના અંગ્રેજો યુદ્ધ કરવા માગતા નહોતા. તેઓને આશા હતી કે ઉમાચરણ નવાબ પાસે ગયો છે, એટલે કોઈ પ્રકારે સમાધાન થઇ જશે. તેઓને વાસ્તવિક વાતનું જ્ઞાન નહોતું કે નવાબ કોઇ પણ રીતે તેઓને વાણિજ્યહીન કરવા માગે છે. આથી તેઓ બધાએ એકમત થઇ ઇચ્છા પ્રદર્શિત કરી કે, યુદ્ધ કરવાની હમણાં જરુર નથી. થોડા દિવસ આપણે શાન્તિથી રાહ જોવી જોઇએ.

વીરવર કલાઇવ સિરાજુદ્દૌલાનું હૃદય બરાબર જાણતો હતો; તેણે કલકત્તાના અંગ્રેજોની વાત તરફ દુર્લક્ષ કરી યુદ્ધ–પ્રવૃત્તિ કરવા માંડી. વિલંબ કર્યા વગર તેણે કલકત્તા તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં

બજબજનો કિલ્લો હતો. જ્યાં સુધી તે કબજે ન લેવામાં આવે ત્યાં સુધી આગળ વધવું અશક્ય હતું. આથી કલાઇવ નૌકા ત્યાગ કરી ડિસેમ્બરની સત્તાવીસ તારીખે લશ્કર લઇ માયાપુરના મેદાનમાં આવ્યો. યુદ્ધની શરૂઆત થઇ. કલાઇવે બજબજ પર આક્રમણ કર્યું. ભાગીરથી પર બજબજનો કિલ્લો આવેલો હતો, કિલ્લો ઘણો ન્હાનો અને માટીથી બાંધેલો હતો. છતાં તે સુદ્રઢ નહોતો, એમ કહી શકાય નહિં. કિલ્લાની ચોમેર એક ખાઇ હતી. શત્રુ સહેલાઇથી કિલ્લો હસ્તગત કરી ન શકે તેટલા માટે આ ખાઇ હંમેશાં પાણીથી ભરેલી રહેતી હતી.

કેવી રીતે બજબજના કિલ્લા ઉપર આક્રમણ કરવું, આક્રમણ માટે કઇ દિશા પસંદ કરવી તે સંબંધી કલાઇવ અને વોટસન મળી વિચાર કરવા લાગ્યા. બન્નેએ મળી નિશ્ચય કર્યો કે કલાઇવે જમીન માર્ગે અને વોટસને જલ માર્ગે હુમલો કરવો કે જેથી કિલ્લામાંથી કોઈ ભાગી ન શકે; યદિ કોઇ ભાગવાનો યત્ન કરે તો તેને પરલોક શિવાય બીજો કોઇ માર્ગ મળી શકે નહિં. આ પ્રમાણે વ્યૂહ રચવામાં આવ્યો; પરંતુ માયાપુર બજબજથી પાંચ ગાઉ દૂર હતું. આટલે દૂર યુદ્ધ સામગ્રી શી રીતે લઈ જવી ? તોપો, ગોળા, ગોળી, દારુ, રણુ ઉપયોગી સઘળી વસ્તુઓ પહોંચાડવી શી રીતે ? તેને માટે ગાડાંઓ, બળદો, ઘોડાઓ જોઇએ, તે લાવવા કયાંથી ! કલાઇવે કલકત્તાના અંગ્રેજોને તેનો બંદોબસ્ત કરવા લખ્યું પરંતુ તેઓએ કશો સંતોષકારક પ્રત્યુત્તર વાળ્યો નહિં. વીર કલાઇવ આથી નિરાશ થયો નહિં. તેણે યુદ્ધ કરવાનો સંકલ્પ છોડયો નહિં. જાતે આ જરૂરીયાતોનો બંદોબસ્ત કર્યો. ઉદ્યોગી મનુષ્યોને શું અલભ્ય

હોય છે. બે તોપો અને એક ગાડી ગોળા—ગોળીઓ—દારુથી ભરી ક્લાઇવે પ્રયાણ કર્યું. આ તોપોને જંગલમાં થઈને અત્યંત કષ્ટ પૂર્વક બજબજ લાવવામાં આવી. રસ્તાના પરિશ્રમથી પ્રાયઃ બધું લશ્કર થાકી ગયું. બજબજના કિલ્લામાં ઝાઝા સૈનિકો નહોતા. પરંતુ વિચીક્ષણ ક્લાઇવે બે કારણોને લીધે કિલ્લાપર સહસા આક્રમણ કર્યું નહિં. એક કારણ એ હતુ કે એડમિરલ વોટસન હજુ આવ્યો નહોતો. તેથી જો હુમલો લઇ જવામાં આવે તો અંદરના માણસો જલમાર્ગે નાસી જવામાં ફતેહમંદ થાય. બીજું કારણ એ હતું કે રસ્તાના પરિશ્રમથી લશ્કર થાકી ગયું હતું, તેથી જો તેને તરત લડાઇ કરવાની આજ્ઞા આપવામાં આવે તો બળ—વિક્રમની સ્વભાવિક ન્યૂનતાથી ઇચ્છિત પરિણામ આવે નહિં. આથી તેણે યુદ્ધ કરવાનું મુલતવી રાખી લશ્કરને વિશ્રામ કરવાની આજ્ઞા આપી.

થાકથી કંટાળી ગયેલ સિપાઇઓ નગ્ન ભૂમિ પર શયન કરવાની તૈયારી કરવા લાગ્યા. જમીન પર સૂતાં તરત તેઓ પ્રગાઢ નિદ્રા વશ થઇ ગયા. કોઇ પહેરો ભરે તેવી વ્યકિત પણ જાગ્રત હતી નહિં. ધૂર્ત માણેકચંદ બધાં કામોમાં ચાતુર્ય દાખવતો હતો. તેનામાં માત્ર દંભ અને વાક્ચાતુરીનો નિવાસ હતો—સાહસનો અભાવ હતો. યદ્યપિ અંગ્રેજોને કલકત્તામાંથી હાંકી કાઢવામાં આવ્યા છે છતાં તેઓ કલકત્તા પાછું મેળવવાના જરુર પ્રયત્નો કરશે એ વાત તેનાથી અજાણી નહોતી. તે જાણતો હતો કે સિંહ પરાજય પામે છે, છતાં નાસી જતો નથી. અંગ્રેજો અવશ્ય એક દિવસ પોતાનાં બલ, વિક્રમનો પારચય કરાવશે.

જ્યારે માણેકચંદે સાંભળ્યું કે કલકત્તાનો ઉદ્ધાર કરવા આર

ક્રાટ વિજયી કલાઇવ લશ્કર લઈ આવે છે ત્યારે તેને અત્યંત ભય લાગ્યો. પરંતુ તેણે એક કૌશલ જાલ બિછાવી. સમય સાધી સૂતેલા લશ્કર પર ગોળા ગોળીઓનો મારો ચાલુ કરવાની તેણે આજ્ઞા આપી. આ આકસ્મિક ઘટનાથી નિદ્રાવશ લશ્કર ત્વરાથી જાગ્રત થયું. તેઓ ભીત, ચકિત, સ્તંભિત અને જડ બની ગયા. લગભગ દશ વીસ સૈનિકો માર્યા ગયા.

શત્રુપક્ષનું એકાએક આક્રમણ જોઇ મહાવીર કલાઇવે પોતાના લશ્કરને રણોત્સાહથી ઉત્સાહિત કરવા કહ્યું, "મારા બહાદુર સૈનિકો આ તમારૂં પહેલું યુદ્ધ છે. શરૂઆતમાં તમે હારી ભાગશો તો હિં-ન્દુસ્તાનના સિપાઇઓ ભવિષ્યમાં હંમેશાં તમારૂં નામ લઇ હાંસી કરશે. તમે વીર છો. આ ઉપહાસ તમને આગળ જતાં અસહ્ય થઇ પડશે, માટે કાયરતાનો ત્યાગ કરી શીઘ્ર યુદ્ધ કરવા પ્રવૃત્ત થાવ! તમારૂં વીરત્વ કૌશલ્ય દુસ્મનને દેખાડી આપો! શત્રુને પીઠ બતાવી રણસંગ્રામમાંથી ભાગવું તેના કરતાં બહાદુરીથી લડી પ્રાણ ત્યાગ કરવો એ ધીર પુરૂષ માટે યશસ્વી છે. માટે તૈયાર થાવ, વીરપદને ઉચિત કર્મ કરવા આગળ આવો!"

કલાઇવનાં આ ઓજસ્વી અને ઉત્સાહ પૂર્ણ વચનો સાંભળી સૈનિકોના હૃદયમાં નવિન બળ દાખલ થયું. સઘળા વીરતાપુર્વક દુસ્મન સાથે યુદ્ધ કરવા લાગ્યા. બન્ને પક્ષો પોતાની શક્તિ અને રણકૌશલ્યનો પરિચય આપવા લાગ્યા. અંગ્રેજી લશ્કરે વિપુલ પરાક્રમ દાખવવા માંડ્યું. તોપોની ભીષણ ગર્જનાથી જળ સ્થળ કંપાયમાન થયાં. પક્ષીઓ ભયભીત બની સ્વસ્થાન છોડી આકાશમાં ઇતસ્તતઃ ઉડવા લાગ્યાં. જીવજંતુઓ આર્તનાદ કરતાં બજબજ છોડી ભાગવા

લાગ્યાં. માણેકચંદે ત્રણ હજાર અશ્વારો અને બે હજાર પાયદલ લઇને યુદ્ધારંભ કર્યો હતો, પરંતુ તેનામાં સાહસ, બલ, વીરત્વ અને રણકૌશલ્યનો સર્વથા અભાવ હતો. વિશેષત : તે જય લાભ અર્થે હાર્દિક પ્રયત્નો કરતો નહોતો. તેતો માત્ર નવાબને બતાવવાને માટે લડતો હતો. એકાએક એક ગોળો તેની પાઘડી પાસેથી સનસન કરતો પસાર થયો. તેના હોશકોશ ઉડી ગયા. તોપના ગોળાએ તેના ઉપર પોતાની એવી જાદુઇ અસર ચલાવી કે તેણે ભયવશ થઇ હાથી ફેરવી રણભૂમિ છોડી વિના વિલંબે પલાયન કર્યું. પરંતુ આટલું કરી તે અટકયો નહિં. બજબજ કે કલકતા કોઇ સ્થળે રહેવાની તેણે હિમ્મત કરી નહિં. સીધો તે નવાબ પાસે મુર્શિદાબાદ પહોંચ્યો.

તે કાયર પુરૂષના નાસી જવા પછી લશ્કર ઇચ્છામાં આવે તેમ ભાગવા લાગ્યું. કલાઇવને વધારેવાર યુદ્ધ કરવું પડયું નહિ. બજબજના કિલ્લા ઉપર અંગ્રેજોનું સ્વામીત્વ સ્થાપિત થયું. વિજયધ્વજા ચડાવવામાં આવી. અંગ્રેજોના સૌભાગ્યનું બીજ અત્રે રોપાયું. આ વિજય કલાઇવે ૩૦, ડિસેમ્બર ૧૭૬૬ ને રોજ મેળવ્યો હતો. અંગ્રેજોમાં તેથી અસીમ રણોત્સાહ ફેલાયો. તેઓ ત્વરાથી કલકત્તા-પર આક્રમણ કરવા આગળ વધ્યા. કલાઇવે જમીન માર્ગે અને વૉટસને જળ માર્ગે પ્રયાણ કર્યું. માર્ગમાં ટાના નામક કિલ્લો હતો તેના ઉપર કલાઇવે સહેલાઇથી અધિકાર મેળવ્યો અને કિલ્લા ઉપર હમ્મેશને માટે અંગ્રેજોની વિજય-વૈજયન્તિ ધ્વજા ઉડવા લાગી. પહેલી જાન્યુઆરી ૧૭૫૭ ને દિવસે આ કિલ્લો અંગ્રેજોના સ્વામીત્વ નીચે આવ્યો. ત્યાંથી તેઓ કલકત્તા તરફ આગળ વધ્યા. આ વખતે એડમિરલ વૉટસન પોતાના નૌકાસૈન્ય સાથે કલાઇવની આગળ

પહોંચ્યો. કિલ્લાનું રક્ષણ કરનાર સૈન્યની તેના ઉપર નજર ઠરી કે તરતજ તેણે તોપો છોડવાની આજ્ઞા આપી. પ્રચંડ નૌકા કેન્ટ ઉપર અવિરત ધારા પેઠે ગોળાઓ છૂટવા લાગ્યા. કેન્ટે પણ તેનો તેવો જવાબ વાળવાનો આરંભ કરી દીધો.

તેટલામાં મહાવીર કલાઇવે આવી પહોંચી પૂર્વ દિશા તરફથી કિલ્લા ઉપર હુમલો કર્યો. કલાઇવને પહેલાંથી ખબર હતી કે કિલ્લામાં દોઢ હજાર સૈનિક છે અને ભાગીરથી તરફ જે તોપોનું મોઢું છે તે લગભગ બધી બીન ઉપયોગી છે. માત્ર બે ચાર તોપો કામ આવી શકે તેવી હાલતમાં હતી. ચોમેર આવેલા બુરજો જર્જરિત હાલતમાં હતા. આ અંતર્ સ્થિતિની માહિતી હોવાને લીધે કલાઇવે હિમ્મત રાખી અતુલ ઉત્સાહપૂર્વક કિલ્લા ઉપર હુમલો કર્યો. તેની વીરતાથી કમ્પાયમાન થઇ કિલ્લાની અંદરના સૈનિકો હિમ્મતહારી નાસવા લાગ્યા. યુદ્ધ સમ્પૂર્ણ થયું. મહાવીર કલાઇવે આજે હર્ષ-પૂર્વક કિલ્લાપર અંગ્રેજોનો અધિકાર સ્થાપન કર્યો. તેણે સ્વહસ્તે વિજય પતાકાનું આરોપણ કર્યું. અહા ! તે કેવો રૂડો દિવસ અને ભાગ્યશાળી પળ હોવી જોઇએ કે જે દિવસે-અંગ્રેજોની વિજય પતાકા કિલ્લા ઉપર ઉડવા લાગી. ઇ. સ. ૧૭૫૭ બીજી જાન્યુઆ-રીના પવિત્ર દિવસથી આજ સુધી તે ધ્વજા અચળ રીત્યે ઉડી લોર્ડ કલાઇવની અક્ષય કીર્તિનું આપણને સ્મરણ કરાવે છે.

કિલ્લો સ્વાધીન થયો ! રણસ્થલ શાંત થયું. લશ્કર પોતાનાં શસ્ત્રોનો એક બાજુ મૂકી વિશ્રામ લેવામાં પ્રવૃત્ત થયું.

## પરિચ્છેદ ૩૪.

## નવાબનો સંદેશો.

કલકત્તાનો પુનરોદ્ધાર થયો. વાણિજ્ય અધિકાર પુનઃ પ્રાપ્ત થયો. જે લોકો કલકત્તા છોડી નાઠા હતા તે ફરી આવી વસ્યા. શૂન્ય ઘરોમાંથી આનંદના ધ્વનિઓ સંભળાવા લાગ્યા. જ્યાં અંધકાર હતો ત્યાં દીપકની જ્યોતો પ્રસરવા લાગી. વ્યાપારીઓએ દુકાનો ઉઘાડી નાંખી. ધંધો વ્યવસાય પહેલાં પેઠે ચાલવા લાગ્યાં.

આ બાજુ ક્લાઇવ, વોટસન અને મેજર કિલપેટ્રિક ત્રણે મળી હુગલીપર આક્રમણ કરવા સંબંધી વિચાર કરવા લાગ્યા. હુગલી અત્યંત જૂનું અને પ્રસિદ્ધ બંદર છે. ત્યાં વિપુલ ધન સંપત્તિના સ્વામીઓનો નિવાસ છે. ને વ્યાપારનું કેન્દ્રસ્થાન અને ફોજદારનું નિવાસસ્થાન હતું. પ્રથમ ત્યાં રાજધાની હતી. ત્રણેએ હુગલીપર ચડાઇ કરવાનો ઠરાવ કર્યો. આ સમયે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે સેનાપતિ કોને બનાવવો ? પુનઃ વિચાર યંત્રણા ચાલવા લાગી. આ તુચ્છ વિષય માટે તરવાર ધારણ કરવાની ક્લાઇવે અસમ્મતિ દર્શાવી. એડમિરલ વોટસને વિશ્રાંતિ લેવાની ઇચ્છા દર્શાવી. આથી મેજર કિલ્પેટ્રિકને આ કાર્ય સોંપવામાં આવ્યું. તેને ઘણા દિવસથી કામ મળ્યું. નહોતું. મેજર કિલ્પેટ્રિકને સેના નાયક બનાવવામાં આવ્યો તેણે ૧૦૫૦ મલ્લાહ, ૨૦૦ ગોરા. અને ૨૫ દેશી સિપાઇઓ લઇ હુગલી તરફ પ્રયાણ કર્યું. બ્રિજવોટર, અને સેલિસબરી નામક બે નૌકાઓને સાથે લીધી. રસ્તામાં વહાણોને વિઘ્ન નડયાં પરંતુ વિઘ્ન-

તાના અનુગ્રહથી તે પાંચ દિવસમાં દશમી જાન્યુઆરીને રોજ મેજર કિલ્પેટ્રિકને લઇ હુગલી પહોંચ્યાં.

અંગ્રેજો હુગલીપર આક્રમણ કરવા આવે છે, એ સમાચાર સાંભળતાં ત્યાંના ફોજદાર નંદકુમારે નગરરક્ષાનો ઉચિત પ્રબંધ કરવા માંડયો. નવાબે ત્રણ હજાર માણસનું લશ્કર મોકલી આપ્યું હતું. અને બે હજાર માણસો પ્રથમથી તેને સ્વાધીન હતાં. પાંચ હજાર માણસોના લશ્કરે અંગ્રેજ સામે લડવાની તૈયારી કરવા માંડી. હુગલી અત્યંતસમૃદ્ધિશાલી પ્રાચીન નગર છે. તેની ઉત્તરમાં કિલ્લો આવેલો છે. કિલ્લાનું રક્ષણ હમ્મેશાં ૫૦ સિપાઇઓ કરતા હતા.

મેજર કિલ્પેટ્રિકે હુગલી પહોંચતાંજ વહાણો ઉપરથી ગોળાની ધારા વરસાવવાનો પ્રારંભ કર્યો. કિલ્લાપરથી પણ તોપોનો મારો શરૂ થયો. આખો દિવસ આ પ્રમાણે વ્યતીત થયો. નવાબના લશ્કરે માન્યું કે પ્રથમ કોઇ રીત્યે દુર્ગનાદ્વારનું રક્ષણ કરવું જોઇએ. આવું સમજી સઘળું લશ્કર ત્યાં એકત્ર થવા લાગ્યું એટલે કમાન કુકે સુયોગ સમજી કિલ્લાના તૂટેલા ભાગમાંથી થોડી મલ્લાહ સેના લઇ શહેરમાં પ્રવેશ કર્યો. આ ઘટના જોઇ નવાબ સૈન્ય વિચલિત થયું. તે દુર્ગ રક્ષાનું કાર્ય છોડી ગુપ્ત દ્વાર દ્વારા નાસવા લાગ્યું.

સિરાજુદૌલાને આ ખબર ઘણા જલ્દી પહોંચ્યા. તેણે પ્રથમ થોડી હકીકત માણેકચંદ દ્વારા જાણી હતી કે અંગ્રેજોએ બજબજના કિલ્લા ઉપર વિજય મેળવ્યો છે. સમાચાર મળતાંજ તેણે યુદ્ધ અર્થે તૈયારી કરવા માંડી. કલકતા અને હુગલીના સમાચાર આવતાં તેના ક્રોધની સીમા રહી નહિં. તેણે શીઘ્ર ૧૮૦૦૦ અશ્વારો, ૬૦૦૦૦ પાયદલ, ૧૦૦૦૦ પથ પ્રદર્શક, ૪૦૦૦૦ મજૂરો, ૪૦ તોપો અને

૫૦ હાથીના પ્રબળ લશ્કર સાથે કલકત્તા તરફ પ્રયાણ કર્યું. હુગલી પહોંચતાંજ તેણે વોટસન ઉપર એક કાગળ લખ્યો. પત્રનો આશય નીચે પ્રમાણે હતો.

"તમે લોકો એ હુગલીમાં અવ્યવસ્થા કરી નાંખી મારી પ્રજાને અત્યંત હેરાન કરી છે. તમે વેપારી લોકો છો. જે કાર્ય તમે કરી રહ્યા છો તે તમારા વ્યવસાયને ઉચિત નથી. તમારા આવર્તનથી હું અત્યંત અપ્રસન્ન થયો છું અને લશ્કર લઈ કલકત્તા તરફ આવું છું. આ પત્ર લખતી વખતે મારો મુકામ હુગલી પાસે છે અને નદી ઉતરવાનો પ્રબંધ કરી રહ્યો છું. લશ્કરનો એક ભાગ હુગલી ઉતરી ચૂકયો છે. આ વખતે તમને બધાને હું યોગ્ય શિક્ષા આપીશ. જો ઇશ્વર અનુકૂળ થશે તો તમારામાંથી એક પણ માણસને આ વખતે જીવતો છોડીશ નહિ. આથી તમોએ જે કંઇ નુકશાન કર્યું છે, તે વિના વિલંબે ભરી આપવાનો બંદોબસ્ત કરો અથવા ઇચ્છામાં આવે તે ઉત્તર મોકલો.

નવાબ સિરાજુદ્દોલા શાહકુલીખાં."

પત્ર યથા સમય એડમિરલ વોટસનને પહોંચ્યો. યોગ્ય માર્ગનું અવલંબન કરવા માટે તે કલાઇવ પાસે ગયો. બન્ને એ વિચાર કરી નિર્ણય કર્યો કે સંધિ કરી લેવો જોઇએ. જેમ બને તેમ જલ્દી સંધિ કરી લેવાનું કારણ એ હતું કે, ફ્રેન્ચ લોકો સાથે યુદ્ધમાં ઉતરવાનો સમય નજીક હતો. વિશેષતઃ બીજું કારણ એ હતું કે અંગ્રેજ જાતિ શાન્તિ પ્રિય હતી. નિરર્થક યુદ્ધ-વિગ્રહ કરવાની તેઓની ઇચ્છા ન હતી.

## પરિચ્છેદ ૩૫.

## અલીનગરનો સંધિ.

વણિક શ્રેષ્ટ ઉમીચરણનો ઉદ્યાન કલકત્તામાં આ વખતે અત્યંત પ્રશંસનીય અને મનોહર ગણાતો. સિરાજુદૌલાએ આ ઉદ્યાનમાં પોતાનો વિરાટ તંબુ નાખી વિશ્રામ કર્યો. ઉમાચરણે એક લાખ રૂપિયાનું નજરાણું કર્યું. નવાબ અને ઉમાચરણ લાંબો વખત સુધી વાતચીતમાં પડયા. થોડીવાર પછી ઉમાચરણે ડરતાં ડરતાં કહ્યું, 'નવાબ બહાદુર, મારો અપરાધ ક્ષમા કરવામાં આવે તો આપને એક પ્રશ્ન પુછું? આપ આટલું બધું લશ્કર શા માટે લાવ્યા છો?'

નવાબઃ–આ વખતે હું અંગ્રેજોના નામને બંગાલામાંથી જડમૂળથી ઉખેડી નાખીશ, અને તેટલા માટે આ બધું લશ્કર લાવ્યો છું. હુગલીથી મેં વોટસન ઉપર એક કાગળ લખ્યો છે. તેનો જવાબ હજુ સુધી આવ્યો નથી. ઉતર મળ્યા પછી તરતજ અહિંઆના કિલ્લાને તોપોથી જમીનદોસ્ત કરીશ અને એકપણ અંગ્રેજને જીવતો છોડીશ નહિં. જોઉં તો ખરો કે કલાઇવ કેવો વીર પુરૂષ છે?

ઉમા—હું પૂજ્ય નવાબના સમયથી આપનું નિમક ખાઉછું. આપને યોગ્ય સલાહ આપવી, એ મારી ફરજ છે. તેથી હું નિડર થઇ મારૂં કર્ત્તવ્ય આપને નિવેદન કરૂં છું. આપ એકવાર મારા કહેવા તરફ લક્ષ આપો. તત્પશ્ચાત્ આપને ઉચિત લાગે તેમ કરજો.

સિરાજઃ–વારૂ કહો! તમે શું કહેવા માગો છો?

ઉમા:—અંગ્રેજ લોકો હમણાં પહેલાના જેવા વ્યાપારી અંગ્રેજો નથી. અત્યારે તેઓના પાસે સઘળી જાતની યુદ્ધ-સામગ્રી છે. મારી તુચ્છબુદ્ધિ જ્યાં સુધી પહોંચી શકે છે, તે ઉપરથી હું માનું છું કે આપ પહેલાંની પેઠે ત્વરાથી તેઓનો પરાજય કરી શકશો નહિં. તેઓના પરાક્રમનું આપણે એકજ દૃષ્ટાંત લઇએ. તારીખ ત્રીસ ડિસેમ્બરને રોજ તેઓએ ટાનાના દુર્ગપર વિજય મેળવ્યો તેના પછી બીજી જાન્યુઆરીને દિવસે કલકત્તા સર કર્યું જે કલાઇવને ત્રણ કિલ્લાઓ જીતવામાં એક અઠવાડીયું પણ લાગ્યું નથી તે અસાધારણ પ્રતિભાશાલી વીર પુરૂષ હોવો જોઇએ. હું એમ કહેવા માગતો નથી કે આપ તેના ઉપર વિજય મેળવી શકશો નહિં. પરંતુ એટલું ખાત્રિ પૂર્વક કહું છું કે રણસંગ્રામમાં આપના લશ્કરની મોટી ખુવારી થશે તે પછીજ આપ કલકત્તાને પોતાના અધિકાર નીચે લાવી શકશો. મને આથી આ પ્રસંગે એ માર્ગ ઉચિત જણાય છે કે બન્ને તો અન્યોન્યમાં સંધિ કરી લેવો, અને પછી ભવિષ્યમાં અનુકૂળ જણાય તેમ કરવું. કલાઇવ મૃત્યુથી બીતિ પામે તેવો પુરૂષ નથી.

જ્યારે નવાબે ઉમાચરણની વાત સાંભળી ત્યારે વિચાર કર્યા પછી તેને પણ આ પ્રસંગે સંધિ કરી લેવો યોગ્ય જણાયું. પરંતુ બીજાના કહેવા પ્રમાણે વર્તવાનું તે જન્મથીજ શીખ્યો નહોતો. તેણે કલાઇવ અને વોટસન ઉપર એક પત્ર લખ્યો, જેનો મર્મ નીચે પ્રમાણે હતો.

"મેં સાંભળ્યું છે કે તમે લોકો સંધિ કરવા તૈયાર થયા છો. હું માનુંછું કે સંધિ કરવાથી હંમેશને માટે શાંતિનું સ્થાપન થાય

છે, અન્યોન્યમાં મિત્રતાની વૃદ્ધિ થાય છે અને રણયુદ્ધને બદલે સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પથરાય છે. આથી મુસલમાન અને ખ્રિસ્તિઓની એકતા થવાનો સંભવ છે. જે બની ગયું તે ખરૂં ! અત્ર તેનું વર્ણન કરવાની હું આવશ્યકતા જોતો નથી. ભવિષ્યમાં આવી ઘટના બનવી જોઇએ નહિં અને તે આશાથી આ પત્ર હું તમારા ઉપર લખું છું. વિશેષ વાદવિવાદમાં ઉતરવાની મારી ઇચ્છા નથી. ખ્રિસ્તિ લોકો સ્વભાવે શાન્ત હોય છે. તેથી ભૂતકાળની વાતો ભૂલી જઈ આ પત્ર વાંચી તમે સંધિ બંધનથી આબદ્ધ થવાની અવગણના કરશો નહિં.

સિરાજુદ્દૌલા."

નવાબનો પત્ર ક્લાઇવ પાસે પહોંચ્યો. પત્ર વાંચી તે હરખ્યો અને સંધિ કરવા તત્પરતા દર્શાવી, પરંતુ **મી.** વોટસને તેમાં સંમતિ આપી નહિં. તેને સિરાજુદ્દૌલા ઉપર અત્યંત રોષ હતો. ક્લાઇવે તેની ઇચ્છા તરફ દુર્લક્ષ કર્યું અને ૭ ફેબ્રુઆરી ૧૭૫૭ ને દિવસે સંધિ કરવામાં આવ્યો. સિરાજુદ્દૌલાએ કંઇ પણ કલમ તેમજ સાંભળ્યા વગર તેના ઉપર હસ્તાક્ષર કરી આપ્યા. આ સંધિ ઇતિહાસમાં **"અલીનગરનો સંધિ"** એ નામથી પ્રસિદ્ધ થયો.



## પરિચ્છેદ ૩૬.

### સંધિભંગ.

સંધિ કાર્ય પૂર્ણ થયું. સિરાજુદ્દૌલાએ કલાઇવ, વોટસન અને ડ્રેક માટે નાના પ્રકારના મણિ મુકતા ભૂષિત પાઘડીઓ મોકલી. આ પાઘડીઓ શા માટે મોકલવામાં આવી ? તેમાં સંધિ બંધન સુદૃઢ કરવાનો કે ખુશામદનો આશય સમાયલો હતો, તે અમે અત્રે ચોક્કસ કહી શકતા નથી. વીરવર કલાઇવ અને વોટ્સને આ ભેટોનો માનપૂર્વક અસ્વીકાર કર્યો. તેઓએ પાઘડીઓ નવાબને પાછી મોકલાવી સંદેશો કહાવ્યો કે, અમે મહા માન્ય ઇંગ્લંડેશ્વરની પ્રજા છીએ. તેના હેતુની સિદ્ધિ અર્થે બંગાલમાં આવ્યા છિએ. નવાબનો શિરપાવ અમે ગ્રહણ કરી શકતા નથી. સન્ધિપશ્ચાત સિરાજુદ્દૌલા એમ માનતો હતો કે કલાઇવ મારી ભેટનો આનંદપૂર્વક સ્વીકાર કરશે અને તેને પોતાનું સૌભાગ્ય સમજશે પરંતુ તે પ્રથમથીજ સમજ્યો નહિં કે વીર પુરૂષો કોઇની ખુશામદ પસંદ કરતા નથી તેમજ પોતે તેવું વર્ત્તન કરતા નથી. અસ્તુ ! સિરાજુદ્દૌલાએ પોતાનું લશ્કર લઇ પ્રયાણ કર્યું. તેના જવા પછી અંગ્રેજ લોકો ચંદ્રનગરમાં ફ્રેન્ચોપર આક્રમણ કરવા ગંગા ઉતરી આગળ વધ્યા. નૌકા સેનાપતિ એડમિરલ વોટસન અને કલાઇવ બન્ને તૈયાર થયા. અને વિલંબ કર્યા વગર ચંદ્રનગર પાસે પહોંચ્યા.

સિરાજુદ્દૌલાને સમાચાર મળ્યા કે અંગ્રેજોએ ફ્રેંચોની ચંદ્ર-

નગરવાળી કોઠી ઉપર આક્રમણ કર્યું છે, ત્યારે તે ક્રોધને સાચવી શક્યો નહિં. સંધિનું વિસ્મરણ થઇ ગયું. તેણે નંદકુમારને સંદેશો મોકલ્યો કે, તમારા પાસે હુગલી, અગ્રદીપ અને પલાસીમાં જે કંઇ સૈન્ય હોય, તે લઇને ફ્રેન્ચ લોકોને સહાયતા કરો. આ વાર્તા જ્યારે કલાઇવના જાણવામાં આવી ત્યારે તેને અત્યંત ક્રોધ ઉપજ્યો; તો પણ તેણે હિમ્મત રાખી પોતાના કર્ત્તવ્યમા સંતોષ માન્યો. ફ્રેન્ચો પાસે સારૂં લડાયક લશ્કર હતું. તેનો કિલ્લો સુદૃઢ હતો, તોપખાનું સુવ્યવસ્થિત હતું. રણકૌશલ્યનો અભાવ નહોતો. નવાબની તેના ઉપર કૃપા દૃષ્ટિ હતી. નંદકુમારને ફ્રેન્ચ લોકોને સહાયતા કરવાનો સંદેશો મોકલવામાં આવ્યો હતો. તેથી ફ્રેન્ચ લોકોનો પક્ષ અત્યંત બળવાન બન્યો અને તેથી કલાઇવને ક્ષોભ ઉપત્ન થાય એ સંભવિત હતું. પલાસીથી દુર્લભરાયે દશ હજાર માણસનું લશ્કર લઇ પ્રયાણ કર્યું હતું. પાંચ હજાર માણસનું લશ્કર હુગલીમાં માણેકચંદના અધ્યક્ષપદ નીચે હતું. ઇચ્છામાં આવે ત્યારે તેનો ઉપયોગ થઇ શકે તેમ હતું. આ સર્વ એકત્ર થઇ અંગ્રેજો ઉપર તૂટી પડે તો તેઓની કેવી દશા થાય! વસ્તુ સ્થિતિ આ રીતે બદલાઇ ગયેલ જોઇ કલાઇવે સહસા ફ્રેન્ચો ઉપર આક્રમણ કરવાનો વિચાર માંડી વાળ્યો, અને હવે કયા માર્ગનું અવલંબન કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

એ વાત સુપ્રસિદ્ધ છે કે પ્રયત્ન કરવાથી ઉચિત ફળ મળે છે. વીરવર કલાઇવ ફ્રેન્ચ લોકોપર હુમલો કરવાના નિશ્ચય ઉપર આવ્યો. તેણે પ્રચંડ વિક્રમ પૂર્વક ફ્રેન્ચોપર આક્રમણ કર્યું. ફ્રેંચ

લોકો પણ આણુ ઉપર આવી લડવા લાગ્યા. બન્ને બાજુથી ગોળાઓનો વરસાદ ચાલુ થયો. ફ્રેન્ચ લોકોના ગોળાથી અંગ્રેજોના લગભગ ૧૪૦ સૈનિકોનો નાશ થયો. બીજી બાજુ અંગ્રેજોની તોપોના યોગે ફ્રેન્ચ લોકોમાં અત્યંત મોટી ખુવારી થઇ. યુદ્ધ માત્ર બે કલાક ચાલ્યું. આટલા થોડા વખતમાં નંદકુમારની સહાયતા આવી શકી નહિં. અંગ્રેજો પ્રાણુ ઉપર આવી લડવા લાગ્યા. આ લોમહર્ષણ યુદ્ધમાં બન્ને પક્ષની સેના મરવા લાગી; તથાપિ અંગ્રેજો ભયભીત કે નિરસ્ત બન્યા નહિં. તેઓ અપૂર્વ ઉત્સાહ—વીરતાથી લડતા હતા. ધીમે ધીમે ફ્રેન્ચ લોકોનું બળ નરમ પડવા લાગ્યું. અતુલ પરાક્રમ દાખવ્યા છતાં તેઓને હવે પોતાનું રક્ષણ કરવું અસહ્ય જણાયું. નિરાશ બની તેઓ કિલ્લો છોડી નાસવા લાગ્યા. ૨૩ માર્ચ ૧૭૫૭ ને રોજ અંગ્રેજોએ ફ્રેન્ચ કિલ્લા ઉપર વિજય મેળવ્યો. જળ સ્થળ આકાશ સર્વ સ્થળે આનંદ વ્યાપી રહ્યો, ફ્રેન્ચ કિલ્લા ઉપર વિજય વતી અંગ્રેજ પતાકા ઉડવા લાગી.

ફ્રેન્ચ દુર્ગપર વિજય મેળવ્યા પછી અંગ્રેજો શાન્ત બેસી રહ્યા નહિં. તેઓએ ફ્રેન્ચ સિપાઇઓને કેદ કરવાનો પ્રારંભ કર્યો. જે લોકો જળમાર્ગે ભાગ્યા તેઓને અંગ્રેજો એક પછી એક પકડવા લાગ્યા. તેમાંથી કેટલાક ભાગી મુર્શિદાબાદ પહોંચ્યા.

નાઠેલા ફ્રેન્ચ લોકોએ નવાબ પાસે આવી પોતાની દુર્દશાનું વર્ણન કર્યું. પહેલેથીજ સિરાજુદ્દૌલા તેના પક્ષમાં હતો. તેણે તેઓને શીઘ્ર કાસિમ બાજારમાં આશ્રય આપ્યો. તે આટલેથી અટક્યો નહિં પરંતુ કેટલાક સુદક્ષ ફ્રેન્ચોને પોતાના લશ્કર વિભાગમાં અધ્યક્ષ બનાવ્યા. અને કેટલાકને જૂદાં જૂદાં સ્થાન આપ્યાં. અંગ્રેજો નવા-

બના આ અસદ્ વ્યવહારથી અત્યંત અપ્રસન્ન થયા. ફ્રેન્ચલોકો તેઓના શત્રુઓ હતા અને સન્ધિ થયો હતો છતાં નવાબે તેઓને આશ્રય આપ્યો એ તેઓને અસહ્ય લાગ્યું. તરતજ મી. વોટસને નવાબને નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ—

"આપના ઘણા પત્રો આવ્યા છે, પરંતુ કેટલાંક આવશ્યક કામોમાં રોકાયલો હોવાથી જવાબ આપી શક્યો નહોતો. ક્ષમા કરશો! હું અત્યંત આનંદપૂર્વક આપને જણાવુંછું કે, ઇશ્વરની કૃપાથી માત્ર બે કલાક યુદ્ધ કર્યા પછી ૨૩ માર્ચને રોજ સંધ્યાસમયે અમે ફ્રેન્ચ કિલ્લાપર વિજય મેળવ્યોછે અને ઘણા ફ્રેન્ચ લોકોને બાંદવાન બનાવ્યા છે. કેટલાક નાસી છૂટયા છે, તેને પકડવાને અમે અમારા સિપાઇઓને મોકલ્યા છે. તેઓને પકડવાથી અન્ય કોઇનું અનિષ્ટ થવાનો સંભવ નથી. આશા છે કે તમે તેથી અસંતુષ્ટ થશો નહિં. અમે હજુ સંધિ–અનુસાર વર્તન કરીએ છિએ, અને ભવિષ્યમાં તેજ પ્રમાણે વર્ત્તવામાં આવશે. આ સંધિપત્ર અનુસાર જે અમારા શત્રુઓ છે, તેઓને તમારે તમારા શત્રુઓ તરીકે ગણવાના છે. અમારા શત્રુ ફ્રેન્ચ લોકોને આપ આશ્રય આપશો નહિં. ડ્રેક સાહેબના સંબંધમાં આપે જે વાત લખી હતી તેથી અમે તેને ઘણો ઠપકો આપ્યો છે. ડ્રેક માણેકચંદની ક્ષમા માગશે અને ભવિષ્યમાં તેવું વર્ત્તન દાખવશે નહિ.

એડમિરલ વોટસન."

આ પત્રનો કશો જવાબ ફરી વળ્યો નહિં. અંગ્રેજો અત્યંત ક્રોધે ભરાયા. છતાં તેઓ મૌન્ય રહ્યા. થોડા દિવસ થયાં સિરાજુદૌલાને

એક પ્રકારનો ભ્રમ થયો હતો. તે મંત્રીવર્ગનું કે અન્ય કોઇનું માનતો નહોતો. ફ્રેન્ચ લોકોને પોતાને સોંપી દેવાને અનેક વાર એડમિરલ વોટસને લખ્યું, પરંતુ નવાબે કશો જવાબ આપ્યો નહિં. મંત્રીવર્ગ અનેક પ્રકારે નવાબને સમજાવવા લાગ્યો કે ફ્રેન્ચ લોકોને આશ્રય આપી આપણે પુનઃ અંગ્રેજો સાથે વૈરભાવ બાંધવો જોઇએ નહિં. યદિ ફ્રેન્ચ લોકોને રજા આપવાથી, સંધિ ભંગ થતો ન હોય અને અંગ્રેજો સાથે મૈત્રીભાવ દ્રઢ થતો હોય, તો તે માર્ગનું અવલંબન કરવું અત્યારે તમારા માટે ઇષ્ટ છે. સિરાજુદ્દૌલા કોઇરીત્યે સમજવા ઇચ્છતો નહોતો. તેની તો ઇચ્છા હતી કે કોઇ રીત્યે અંગ્રેજોને ક્ષતિ પહોંચે! જ્યારે મંત્રીઓએ અત્યંત દબાણ કર્યું ત્યારે તે ફ્રેન્ચ લોકોને અંગ્રેજો પાસે નહિં મોકલતાં અજીમાબાદ મોકલવા સમ્મત થયો. પરંતુ ફ્રેન્ચ લોકોને આ વાત ગમી નહિં. સિરાજુદ્દૌલા તેઓને સમજાવી કહેવા લાગ્યો કે થોડા દિવસ માટે તમે અજીમાબાદ જાવ. જ્યારે વાત ઠંડી પડશે, ત્યારે પુનઃ તમને બધાને હું બોલાવી લઇશ. જો આ વખતે તમને હું રજા નહિં આપું તો મારો મંત્રી વર્ગ અપ્રસન્ન થશે અને અંગ્રેજ લોકો કદાચ મુર્શિદાબાદપર આક્રમણ પણ કરે! નિરુપાય થઇ ફ્રેન્ચ લોકો અજીમાબાદ ગયા.



## પરિચ્છેદ ૩૭.

## મીર જાફર.

ભાગ્ય ચક્ર ફરે છે ત્યારે મનુષ્યની બુદ્ધિ સ્થિર રહેતી નથી. આપણામાં કહેવત છે કે, "વિનાશકાળે વિપરીત બુદ્ધિ." સિરાજને હિતાહિતનું જ્ઞાન રહ્યું નહિં. કોણ તેના શુભાકાંક્ષી છે અને કોણ તેના વિદ્વેષીઓ છે, તે સમજવાનો પરિશ્રમ તે લેતો નહિં. જ્યારે આ પ્રમાણે બુદ્ધિ પરિવર્ત્તન થવા લાગ્યું ત્યારે ભય વિવશ થઇ કેટલાક મંત્રીઓએ અંગ્રેજોનો આશ્રય લીધો. કલાઇવ અને એડમિરલ વોટસને સમ્પૂર્ણ શિષ્ટાચારપૂર્વક તેઓનું સન્માન કરી તેઓને આશ્રય આપ્યો. આ સર્વમાં મીરજાફર નામક એક વ્યક્તિ હતી. મીરજાફર વિચારશીલ અને પુખ્ત ઉમ્મરનો માણસ હતો. કલાઇવે વિચાર કર્યો કે સિરાજુદ્દૌલા જો સિંહાસન ઉપર રહેશે તો ભવિષ્યમાં કોણ જાણે કેવા અનર્થો થશે! આથી—ઇચ્છવા જોગ છે કે રાજ્ય—શાસન અધિકાર અન્ય કોઇ સુયોગ્ય વ્યક્તિને મળવો જોઇએ. દિલ્હીના બાદશાહની પ્રથમથી એ ઇચ્છા હતી કે સિરાજને કોઇ રીત્યે નવાબપદથી ચ્યુત કરવો. આથી તેણે શૌકતજંગને સનદ આપી હતી. પરંતુ સિરાજુદ્દૌલાએ તેના લશ્કરને શિકસ્ત આપી તેનો નાશ કર્યો હતો. શાહજાદાએ માર્ગમાં જ્યારે આ વાત સાંભળી ત્યારે તેણે દિલ્હી પાછા ફરવું ઉચિત ધાર્યું હતું. પરંતુ દિલ્હીપ્રસ્થાન કરતાં પહેલાં તેણે અંગ્રેજોને સંદેશો મોકલ્યો કે તમને યોગ્ય લાગે તે વ્યક્તિને સિંહા-

સન અર્પણ કરશો. આ કારણને લીધે પણ કલાઇવ કોઇ ઉપયુક્ત મનુષ્યની પ્રતિક્ષા કરતો હતો. તેણે લાંબા વખત સુધી વિચાર કર્યા પછી આ પદ માટે **મીરજાફરને** દરેક રીત્યે યોગ્ય ગણ્યો. તેણે નિર્ણય કર્યો કે જો સ્વેચ્છાથી **સિરાજુદ્દૌલા** સમજે નહિં તો કોઇ પણ રીત્યે તેને સિંહાસનચ્યૂત કરવો અને **મીરજાફરને** ગાદી પર બેસાડવો.

જ્યારે એ સ્થિર થયું કે, **મીરજાફરને નવાબ** પદ આપવું, ત્યારે **મીરજાફર** પાસેથી ૧૭ જુનને દિવસે એક સંધિપત્ર લખાવી લેવામાં આવ્યો. આ સંધિનો આશય એ હતો કે મીરજાફર સિંહાસનપર બેસી સર્વ જાતિઓને સમાન સમજી ન્યાય-ધર્મોચિત રાજ્યશાસન ચલાવે, પ્રજા ઉપર કોઇપણ જાતનો અત્યાચાર કરે નહિં-ઇત્યાદિ.

આ સંધિપત્ર ગુપ્તરીત્યે તૈયાર કરવામાં આવ્યો હતો; જ્યારે સંધિ કાર્ય સમ્પૂર્ણ થઇ રહ્યું ત્યારે કલાઇવે યુદ્ધ-ઘોષણા કરી દીધી અને યુદ્ધોચિત તૈયારી કરવા માંડી.

આ વાત લાંબો વખત સુધી **સિરાજુદ્દૌલાથી** ગુપ્ત રહી નહિં. તેને જ્ઞાત થયું કે દિલ્હીના બાદશાહ અને **અંગ્રેજોએ** મળી **મીર જાફરને નવાબ** તરીકે નિયુક્ત કર્યો છે અને તેને સિંહાસનચ્યૂત કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો છે. આ વાત સાંભળતાંજ તે નિતાન્ત ક્રોધિષ્ટ બન્યો, અને વિના વિલંબે **મીરજાફરને** કેદ કરવાની આજ્ઞા કરી; પરંતુ તેની આ આજ્ઞામાં **મોહનલાલે** પ્રત્યવાય નાંખ્યો. તે હિતાકાંક્ષી મંત્રીએ **નવાબને** સમજાવતાં કહ્યું, ' **મીર જાફરને** આવા વિકટ સમયે બંદિવાન કરવો તેના કરતાં તમારા પક્ષમાં લાવવો શ્રેયઃસ્કર છે."

મોહનલાલની સલાહથી તેમજ ગુપ્તચર દ્વારા ચોતરફ વિદ્રોહ ઉપસ્થિત થવાના સંજોગોની વાત સાંભળી નવાબે મીર જાફરને બંદિવાન બનાવવાનું પગલું ભર્યું નહિં, પરંતુ તેને રાજપ્રાસાદમાં લઇ આવવા માટે અનુચરને મોકલ્યો. સંદેશો સાંભળી મીરજાફર ભયથી કંપવા લાગ્યો. તેને નવાબ પાસે જતાં ડર લાગ્યો. સંજોગો એવા હતા કે મીરજાફર તેમ માની લે. તે નવાબ—પ્રાસાદમાં ગયો નહિં; સિરાજુદ્દૌલાએ નિશ્ચય કર્યો હતો કે, કોઇપણ રીત્યે મીરજાફરને સમજાવી લઇશ અથવા તો તે કંટકને હમ્મેશને માટે દૂર કરીશ. પરંતુ જ્યારે મીરજાફર આવ્યો નહિં ત્યારે તે સ્વયં પાલખીમાં બેસી તેને ઘરે ગયો.

અંતે બન્ને મળ્યા. બંગાલ, બિહાર, ઓરીસાના નવાબનું આગમન થયું, પછી મીરજાફર શી રીત્યે ગુપ્ત રહી શકે ? બન્ને પ્રત્યક્ષ થયા. સિરાજુદ્દૌલાએ કહ્યું, "સેનાપતિ, જે બનવાનું હતું તે બની ગયું, તેના ઉપર વિચાર કરવાથી કશો લાભ મળવાનો નથી. આવા વિકટ પ્રસંગે આપણે બન્નેએ એક પ્રાણ થઇ એવા પ્રયત્નો કરવા જોઇએ કે જેથી મુસલમાનના ગૌરવનું રક્ષણ થાય. આપણે બન્ને કુટુમ્બી છીએ, જૂદા નથી. આપ્તજનોએ અન્યોન્યમાં કલેશ કરવો જોઇએ નહિં. તમે નવાબ અલીવર્દીખાંના બનેવી છો. તેના વંશનું નિર્મૂલન કરતાં શું તમને સંકોચ નથી આવતો ? તમે મારી વિરૂદ્ધ શસ્ત્ર ધારણ કરવા તૈયાર થયા છો અને રાજ્ય તથા સિંહાસન મેળવવા ઉદ્યત બન્યા છો એ તમારા જેવા સુયોગ્ય પુરૂષનું કર્તવ્ય નથી. સેનાપતિ જો રાજ્ય તમને પ્રિય હોય અને તમે બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસનપર બેસવા

માગતા હો તો તમારી તે ઇચ્છા ખુશીથી પૂર્ણ કરો; પરંતુ અંગ્રેજો કે જે મારા કટ્ટા દુશ્મન છે તેના પક્ષમાં જાવ નહિ."

**મીરજાફરઃ—**નવાબ બહાદુર! મેં આપની વિરૂદ્ધ કોઇ પ્રયત્ન કર્યો નથી. મને રાજ્ય જોઇતું નથી, તેમજ મારી ઇચ્છા નથી કે આપને સિંહાસન ચ્યૂત કરૂં! અંગ્રેજો ઉપર દિલ્હીના બાદશાહની આજ્ઞા આવી છે કે તમે કોઇ સુયોગ્ય પુરૂષને સિંહાસનપર બેસાડો. અંગ્રેજોએ તે પદ માટે મને પસદ કર્યો છે. તેઓએ મારા પાસેથી સંધિપત્ર લખાવી લીધો છે કે, ન્યાય, ધર્મ પરાયણ બની મારે રાજ્ય શાસન કરવું. મેં સિંહાસનપદનો અસ્વીકાર કર્યો હતો, પરંતુ વીરવર કલાઇવની એવી ઇચ્છા છે કે મારે રાજ્યધૂરા ધારણ કરવી. મેં મારી ઇચ્છાથી કંઇપણ કર્યું નથી. વિશેષતઃ આપ જોશો તો આપે મારા સામે અસદ્વર્તન ચલાવ્યું છે, છતાં મેં કોઇ વાતને મારા દિલમાં રાખી નથી. મેં આજસુધીમાં તમારા સામે જરા પણ અનિષ્ટ—અસદ્વર્તન ચલાવ્યું નથી. તમારી ભૂલ છે કે તમે અંગ્રેજોને નાહક સંતાપો છો. તેઓ નિરપરાધી છે. મને કહો તેમ કરવા હજુ પણ હું તૈયાર છું, પરંતું હું પરવશ બન્યો છું. વીરવર કલાઇવની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન કરવાની મારામાં શક્તિ નથી. આપની જે કંઇ સેવા મારાથી થઇ શકે તે હું અંતઃકરણપૂર્વક કરવા તૈયાર છું.

સિરાજે મીરજાફરના ઉપરોક્ત વચનો સાંભળ્યાં, પછી તેના રોપનું શું કહેવું? તેણે પોતાના આસનપરથી અધીર બની ઉઠી મીર જાફરના મુખ પર પ્રહાર કર્યો, અને પછી તરતજ પ્રાસાદપ્રતિ પ્રયાણ કર્યું. ત્યાં ગયા પછી મોહનલાલને બોલાવી સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી.

---

# પરિચ્છેદ ૩૮.

## સ્વપ્ન સૃષ્ટિ.

નવાબ અને અંગ્રેજો બન્નેનાં સૈન્ય પલાસીના મેદાનમાં એકત્ર થયાં. મેદાનની લંબાઇ બે ગાઉ અને પહોળાઇ એક ગાઉ હતી. આ વિશાળ મેદાનમાં લશ્કરનો જમાવ કરવામાં આવ્યો હતો. નવાબનું લશકર અંગ્રેજોથી બાર કલાક પહેલાં રણભૂમિમાં આવી પહોંચ્યું હતું. તેઓના પડાવની આજુબાજુ ખાઇ આવેલ હતી. અંગ્રેજોએ આંબાવાડીમાં પોતાનું સ્થાન પસંદ કરી લીધું.

૨૨ જુનનો દિવસ યુદ્ધની તૈયારી કરતાં વીતી ગયો. રાત્રિ પડી; તે રાત્રિ એક ગંભીર રાત્રી હતી. સર્વ નિદ્રાધીન હતા. નવાબે પોતાના તંબુમાં પર્યંકપર શયનકર્યું હતું. તેને નિદ્રા આવતી નહોતી. સ્વપ્નો ઉપર સ્વપ્નો તેની દ્રષ્ટિ સામે તરતાં હતાં. એકાએક નવાબે જોયું કે કોઇ રમણી તેના પલંગ પાસે ધીરે ધીરે આવી રહી છે. તેનાં વસ્ત્રો મલીન હતાં. મુખફીકકું, આંખોમાં આંસુ, કેશ કલાપ વિખરાયેલો, દેહ આભૂષણ રહિત અને રૂપજ્યોતિ સૂર્ય સમાન વિકસેલ હતાં. રમણીને જોઇ સિરાજુદૌલા વિસ્મય પામ્યો. તેણે પૂછ્યું, "તમે કોણ છો ? એકલાં કેમ આવ્યાં છો ? ચોતરફ પ્રહરીઓનો બંદોબસ્ત છે, છતાં તમે અહિં કેમ આવી શક્યાં ? તમે શું માગો છો ? અને આ શું ? તમે શા માટે રૂદન કરો છો ?"

રમણીએ મંદ સ્વરે કહ્યું, "વત્સ, મેં કોઇ પ્રહરીને જોયો નથી.

સિરાજે આશ્ચર્ય પામી કહ્યું, "કેમ એ બધા ક્યાં ગયા ?"

"વત્સ, જ્યાં સુધી ભાગ્ય અનુકૂળ રહે છે ત્યાં સુધી સઘળાં વશ વર્તે છે. પરંતુ જ્યારે ભાગ્ય પરિવર્તન થાય છે અને કુસમય આવે છે ત્યારે કોઇ કોઇનું રહેતું નથી. સ્ત્રી, પુત્ર જેવાં નિકટનાં સંબંધીઓ પણ દુશ્મન બની જાય છે." રમણીએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

તેના શબ્દો સાંભળતા ગર્વોન્મત્ત સિરાજ મૌન રહી શક્યો નહિ. તેણે ગર્વથી મુખ ઉંચુ કરી કહ્યું, 'મને લાગે છે કે, તમે મને ઓળખતાં નથી, અને તેથીજ આ પ્રમાણે બોલો છો. હું બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ છું. મારૂં નામ સિરાજુદ્દૌલા છે.'

રમણીએ વિષાદપૂર્વક હસતાં કહ્યું, "વત્સ, હું તને ઓળખું છું. હું એ સારી રીતે જાણું છું કે તું બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ છે." આટલા શબ્દોચ્ચાર પછી તે વિશેષ બોલી શકી નહિં. શોકની પરિવૃદ્ધિ થઇ. નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે પહેરેલ પટકૂળનો છેડો મુખપર ઢાંકી રૂદન કરવા લાગી.

સિરાજઃ—તમે આટલાં બધાં વ્યાકુળ શા માટે બન્યાં છો ?

રમણી શોકનો વેગ રોકી બોલી "વત્સ, હું પુત્રવતી છું. જ્યારે પોતાના પુત્રનું અનિષ્ટ થતું હોય ત્યારે સંસાર ભરમાં કોણ એવી સ્ત્રી છે કે જે દુઃખિત ન થાય ?"

સિરાજ—તમારો પુત્ર કોણ છે ? તેનું કોણે અમંગળ કર્યું છે ? તેનું શું અનિષ્ટ થયું છે કે જેથી તમે આમ વિહ્‌વળ બન્યા છો ?

રમણીઃ—બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ મારો પુત્ર છે.

સિરાજ પોતાનું નામ સાંભળી કંપી ઉઠયો. તેણે અધીર બની પૂછ્યું, "તમે એક સામાન્ય રમણી છો. બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ તો હું છું. મારી માતાનું નામ આમીના બેગમ છે. તમે પોતાને મારી માતા તરીકે શા માટે ઓળખાવો છો ? તેનું કારણ કહો ! મારી માતા હો તો તમારી આવી હીન અવસ્થા કેમ થઇ છે ?"

રમણીની આંખોમાંથી પુનઃ અશ્રુશ્રાવ થવા લાગ્યો. તેણે રુંધાતા કંઠે કહ્યું, "વત્સ, પુત્રની અવનતિ ઉન્નતિ સાથે માતાની અવસ્થા પણ બદલે છે. જ્યારે તું બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ હતો ત્યારે મારી આવી અવનત સ્થિતિ નહોતી. સઘળા મને રાજમાતા કહી બોલાવતા હતા અને મારા પાસે વસ્ત્રાભૂષણ યથેષ્ટ હતાં. પરંતુ તારી સ્થિતિના પરિવર્ત્તન સાથે મારી પણ આ વિષમ દશા આવી છે."

હવે સિરાજે આ રમણીને ઓળખી, તેણે જોયું કે તે તેની માતા છે. તે તેને અત્યંત માનપૂર્વક પ્રણામ કરી બોલ્યો, "માતા, શું સત્ય કહોછો કે મારે સિંહાસનનો ત્યાગ કરવો પડશે ? હું તેનું રક્ષણ કરી શકીશ નહિં ? રણક્ષેત્રમાં વિજય શ્રી શું અંગ્રેજોને વરશે ?"

રમણીએ રૂદન કરતાં કરતાં કહ્યું, "હા વત્સ ! કાલના યુદ્ધ પછી મુસલ્માનોના ગૌરવનો સૂર્યાસ્ત થશે. અંગ્રેજોનાં પ્રભુત્વ, ક્ષમતા, ઐશ્વર્ય,સમસ્ત દેશમાં વ્યાપ્ત થશે. કેવલ બંગાલ નહિં પરંતુ સમસ્ત ભૂમંડળ ઉપર તેનું સામ્રાજ્ય વિસ્તાર પામશે. તે જાતિ અત્યારે સર્વ શ્રેષ્ટ, પ્રજા વત્સલ અને ન્યાય પરાયણ છે. ભારતવર્ષના સવ

રાજા મહારાજા, નવાબ, બાદશાહ, અમીર, ઉમરાવ તેઓના અધિકાર નીચે આવશે, " તું બંગાલનો અવશેષ નવાબ છો. તારે રાજ્ય ખોવું પડશે એટલુંજ નહિ પરંતુ પ્રાણ પણ આપવા પડશે.

છેલ્લા શબ્દોચ્ચાર સાથે રમણી અંતર્ધ્યાન થઇ. સિરાજુદૌલા બુમ પાડી ઉઠયો, "માતા, માતા, તમે કયાં જાવ છો ? તે નિદ્રા ભંગ થયો. તેણે આંખો ખોલીને જોયું તો માલુમ પડયું કે કોઇ ચોર તેના પલંગ પાસે પડેલો સોનાનો હુકકો ચોરી લઇ જતો હતો. આ દ્રશ્ય જોઇ તેણે પ્રહરીઓને હાક મારી. પરંતુ કશો ઉત્તર મળ્યો નહિં નિરૂપાય બની સ્વયં ચોરની પાછળ દોડયો. પરંતુ તંબુની બહાર આવીને જોયું તો કોઇ પ્રહરી ત્યાં હતો નહિં. ચોર નાશી ગયો. તેનું હૃદય ભાગી પડયું, ભગ્ન હૃદય નવાબ નિશ્વાસ નાંખી બોલ્યો," અરેરે, પ્રાણ હાનિ તો થશે, પરંતુ તે પહેલાં સિરાજુદૌલાના દુર્દણ્ડ પ્રતાપનો અંત આવી ગયો."

અવશેષ રાત્રિ તેણે નિદ્રાહીન સ્થિતિમાં ગાળી. આખી રાત્રિ દારૂણ દુશ્ચિન્તા અને અસહ્ય યાતના ભોગવતા વ્યતીત થઇ. પ્રાતઃ કાલ થયો. રણવાદ્યના ઉત્સાહપૂર્ણ સ્વરો સંભળાવા લાગ્યા. યુદ્ધની તૈયારી થવા લાગી. ૭ વાગી ગયા. નવાબ સૈન્ય શસ્ત્રબદ્ધ થઇ પલાસીના મેદાનમાં આવી પહોંચ્યું. અર્ધ ચંદ્રકાર વ્યૂહ રચવામાં આવ્યો હતો, ફ્રેન્ચ સેનાપતિ સિન્ફે એ ૫૦ સૈનિકો અને ચાર તોપો લઇ મોટી પુષ્કરિણી પાસે મોરચો બાંધ્યો, તેની પાછવાડે સેનાપતિ મીરમદન પાંચ હજાર અશ્વારો અને સાત હજાર પાયદલના

ભેગાબળથી દુશ્મનોના ઘા ઝીલવા ઉભો. **મીર**મદનના પૃષ્ટ ભાગ ઉપર **મોહ**નલાલ **હ**તો. તેના પાસે બાર હજાર માણસનું લસ્કર **હ**તું. તેની બાજુપર દક્ષિણમાં દુર્લભરાય અને લતીફ પાંચ પાંચ હજાર માણસનું લસ્કર લઇ જંગલી ભૂમિથી પલાસીની આમ્રવાડી સુધી અર્ધ ગોળાકારમાં ઉપસ્થિત હતા. આ સર્વેની સામે માટીના બુરજો રચવામાં આવ્યા હતા. અને તેની બાજુમાં મોટી મોટી તોપો રાખવામાં આવી હતી.

---

## પરિચ્છેદ ૩૯.

---

## પલાસીનું યુદ્ધ.

આજ્ઞા મળતાં બન્ને પક્ષો યુદ્ધમાં પ્રવૃત્ત થયા. કલાઇવ શત્રુના લસ્કરનું નિરીક્ષણ કરવા માંચડા ઉપર ચડ્યો. **ન**વાબના લસ્કરનું પ્રબળ દ્રશ્ય જોઇ તેનું **હ્ર**દય કંપી ઉઠ્યું. તે મન સાથે બોલ્યો, " આવા બળવાન્ લસ્કર સાથે આવા નાના સૈન્ય વડે લડવું, એ હાથે કરી મૃત્યુ બોલાવવા જેવું છે. " તથાપિ તે નિડર બની વ્યૂહ રચના કરવા લાગ્યો. લસ્કરને તામ્રવાડીમાંથી બહાર કાઢી ચાર ભાગમાં વિભક્ત કર્યું. મેજર કિલપેટ્રિક, મેજર કુટ, મેજર ગ્રાન્ટ, અને કેપ્ટન ગફ એ ચાર વ્યક્તિને આ જૂદા જૂદા ચાર વિભાગનું સેનાધ્યક્ષ પદ આપ્યું. મધ્ય ભાગમાં ગોરા લોકોની પલટણ રાખવામાં આવી અને તેની ચારે બાજુ દેશી લસ્કરને શ્રેણિબદ્ધ ઉભું રાખવામાં આવ્યું. સામે ૭ તોપો રાખવામા આવી. આઠ વાગ્યા. ઘોર યુદ્ધનો પ્રારંભ થયો. પહેલાં ફ્રેન્ચ સેનાપતિ સિન્ફ્રે એ તોપોનો

મારો શરૂ કર્યો. તત્પશ્ચાત્ સઘળી તોપોમાંથી પ્રચંડ ગોળાઓ છૂટી અંગ્રેજ લશ્કર આગળ આવી પડવા લાગ્યા. પ્રથમ આઘાતે એક અંગ્રેજ તથા એક દેશી સૈનિક યમ સદન પહોંચ્યા.

અંગ્રેજો તરફથી પણ તોપોનો મારો શરૂ થઇ ચૂકયો હતો. બન્ને બાજુથી જાણે ગોળાઓનો વરસાદ વરસતો હતો. અંગ્રેજ લશ્કર અત્યંત અલ્પ પ્રમાણુમાં હતું. અરધા કલાકના યુદ્ધ દરમ્યાન દશ અંગ્રેજ અને વીસ દેશી સૈનિકોએ પ્રાણ વિસર્જન કર્યા હતા. રણ વિશારદ કલાઇવે જોયું કે જો આ પ્રમાણે યુધ્ધ ચાલુ રહેશે તો સંધ્યા સમય થતાં તેનો એક પણ સૈનિક બચશે નહિં. આથી આ વિચીક્ષણ પુરૂષે સૈન્યનું રક્ષણ થાય તેટલા માટે તેને આમ્રવાડીમાં ગુપ્ત રહેવાની આજ્ઞા આપી. ગોલંદાજોએ માટીની દિવાલોમાં છેદ પાડી તોપોનો મારો શરૂ કર્યો. આથી સૈન્યનો અવશ્ય બચાવ થયો, પરંતુ નવાબનું લશ્કર ધીમે ધીમે આગળ વધવા લાગ્યું. આ દ્રશ્ય જોઇ વીરવર કલાઇવ વિચલિત થયો. સઘળા પ્રતિષ્ઠિત નાયકો એકત્ર થયા અને વિચાર કરવા લાગ્યા. સઘળાએ મળીને નિર્ણય કર્યો કે દિવસે કોઇપણ રીત્યે આત્મરક્ષણ કરી રાત્રિ સમયે નવાબના સૈન્યપર છાપો મારવો.

ઉપરોક્ત નિર્ણય થયો, પરંતુ વીરવર કલાઇવને તે વાત રૂચી નહિં. તેણે કહ્યું, " આ કાર્ય બહાદૂર અને વીર પુરૂષ માટે શોભાસ્પદ નથી." નવાબના લશ્કરે જોયું કે અંગ્રેજોનુ લશ્કર પાછું હઠી રહ્યું છે, ત્યારે તે અત્યંત ઉત્સાહપૂર્વક આગળ વધવા લાગ્યું. શ્રાવણના વાદળોની પેઠે અવિરલ ગોળાઓ વર્ષતા હતા. પરંતુ તેથી અંગ્રેજોના લશ્કરને નુકશાન પહોંચતુ નહોતું. સઘળા ગોળાઓ આમ્ર વૃક્ષની

આરપાર નીકળી જતા હતા. લશ્કર તેની નીચે નિર્વિઘ્ને બેઠું હતું.

**મીર**મદન અપૂર્વ ઉત્સાહથી યુદ્ધ કરતો હતો અને પોતાના લશ્કર સાથે આગળ વધતો જતો હતો. તરતજ આકાશ ઘેરાવા લાગ્યું અને થોડા વખતમાં મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. નવાબનું લશ્કર રણભૂમિમાં ઉભું ઉભું ભીંજાવા લાગ્યું અને તેની સાથે બધો દારૂ પણ ભીંજાઇ ગયો. યુદ્ધની પ્રધાન સંપત્તિ દારૂ છે. વૃષ્ટિ યોગે દારૂ ભીંજાઇ જવાથી **મીર**મદનને નિરૂપાય બની તોપો ચલાવવી બંધ કરવી પડી. તેણે તરતજ અશ્વારૂઢ સૈન્યને તરવારોથી **અંગ્રેજો** ઉપર હુમલો લઇ જવાની આજ્ઞા કરી. સઘળા સમજ્યા કે હવે અંગ્રેજો બચશે નહિં.

અશ્વારૂઢ સૈન્યને વિશેષ ઉત્સાહિત કરવાને **મીર**મદન ઘોડો દોડાવતો લશ્કરની આગળ ચાલ્યો. તરતજ **અંગ્રેજ** લશ્કરમાંથી એક ગોળો તેના ઉપર આવી પડયો. તે પોતાના અશ્વ ઉપર ઢળી પડયો. તેના પ્રાણ કંઠે આવી લાગ્યા. શીઘ્ર તેણે પોતાના માણસોને પોતાને નવાબ પાસે લઇ જવાની આજ્ઞા આપી. આદેશ મળતાં અનુચરો **મીર**મદનને મરણ તુલ્ય સ્થિતિમાં નવાબ પાસે લઇ ગયા. તેણે મરતાં મરતાં અત્યંત કષ્ટપુર્વક માત્ર થોડા છૂટા છવાયા શબ્દો નવાબને કહ્યા. “ નવાબ બહાદુર ! સેનાનું આધિપત્ય આપ આપના હાથમાં લ્યો. આપણા લશ્કરમાં એવી કોઇ વ્યક્તિ નથી કે જે **અંગ્રેજો** સામે લડે.” આટલું કહી તેણે પ્રાણ ત્યાગ કર્યો. તેના મૃત્યુથી **સિરાજુદૌલા**પર વજ્રપાત થયો. ચોતરફ તેને અંધકાર જોવામાં આવ્યો. પુનઃ તેની વૃત્તિ ફરી. તેને લાગ્યું કે આજ કોઇ રીત્યે યુદ્ધ બંધ કરવું જોઇએ. કાલ સઘળો બંદોબસ્ત હું પોતે કરી લઇશ.

આવું વિચારી યુદ્ધ બંધ કરવાની આજ્ઞા આપવા દૂતને તેણે મોહનલાલ પાસે મોકલ્યો.

વીર મોહનલાલ અત્યંત ઉત્સાહપૂર્વક અંગ્રેજો તરફ આગળ વધતો જતો હતો. તેટલામાં દૂતે આવી તેને નવાબની આજ્ઞા સંભળાવી. "સેનાપતિ ! નવાબની ઇચ્છા છે કે આજ યુદ્ધ બંધ કરો. આવતી કાલે પુનઃ યુદ્ધ આરંભ કરશું." મોહનલાલના હૃદયમાં વિશ્વાસ હતો કે આજે હું અવશ્ય જય મેળવીશ તેણે વિનીત ભાવે નવાબની આજ્ઞાનો અનાદર કરતા કહ્યું, "આ સમય યુદ્ધ બંધ કરવાનો નથી. જો થોડો વખત માત્ર યુદ્ધ ચાલુ રહેશે તો અંગ્રેજોનો પરાજય થશે અને વિજયશ્રી નવાબ બહાદુરને અવશ્ય વરશે. જો યુદ્ધ બંધ કરશું તો અંગ્રેજો તે તકનો લાભ લઇ આપણા ઉપર આક્રમણ કરશે. હું આ વખતે છાવણીમાં આવી શકીશ નહિં. યુદ્ધ પ્રવૃત્તિમાં અત્યારે જરાપણ વિક્ષેપ નાંખવો મને અનુચિત લાગે છે." દૂતે મોહનલાલનો સંદેશો નવાબ પાસે જઇ સંભળાવ્યો. પરંતુ તરલમતિ નવાબ સ્થિર રહી શકયો નહિં. તેણે ફરીથી દૂતને મોહનલાલ પાસે મોકલ્યો. આ વખતે મોહનલાલ પ્રાયઃ આમ્રવાડી પાસે આવી પહોંચ્યો હતો. અંગ્રેજ સૈન્ય તે વખતે પણ શાંત ચિતથી તેમાં નિવાસ કરી રહ્યું હતું. આ પ્રસંગે દૂતે આવી કહ્યું, "નવાબની આજ્ઞા છે કે તમે છાવણીમાં પાછા આવો અને લશ્કરને વિશ્રામ આપો. આવતી કાલે પુનઃ સંગ્રામ થશે.

વારંવાર આજ્ઞાઓ ઉપર આજ્ઞા આવવાથી મોહનલાલનું હૃદય ક્રોધથી કંપવા લાગ્યું. પરંતુ તેનાથી શું થઇ શકે ? સ્વામીની આજ્ઞાનું ઉલ્લઘંન હવે થઇ શકે તેમ નહોતું. પ્રબળ ઉત્સાહ અને વિજય મેળવવાના ખરા પ્રસંગે આ અંતરાયે તેને અત્યંત દુઃખી કર્યો.

દુઃખ અને રોષને લીધે તે નિતાન્ત નિરૂત્સાહી બન્યો. ગમે તેમ પણ તે કિંકર હતો. નવાબની આજ્ઞાને માન આપી લશ્કર લઇ તે છાવણી તરફ ચાલ્યો.

વીરવર કલાઇવે આ તકને હાથથી જવા દીધી નહિં. તરતજ તે આમ્રવાડીની બહાર આવ્યો અને લશ્કરનું નામક પદ લઇ સૈનિકોને પાછા વળતા મોહનલાલના લશ્કર પર તૂટી પડવાની આજ્ઞા આપી. અંગ્રેજ લશ્કરે અપૂર્વ બળ ઉત્સાહ અને વિક્રમપૂર્વક મોહનલાલના લશ્કર ઉપર ધસારો કર્યો અને શ્રાવણની ઝડી પેઠે તેના ઉપર તોપો છોડી દીધી. અંગ્રેજ લશ્કરનું આક્રમણ જોઇ મોહનલાલ ઉભો રહ્યો. તોપોના મુખો તેમના તરફ ફેરવવાની આજ્ઞા આપી. તે પોતાના અવ્યવસ્થિત લશ્કરને શ્રેણિબદ્ધ કરવાના પ્રયત્નો કરવા લાગ્યો; પરંતુ તેના તે પ્રયાસો નિષ્ફળ જવા લાગ્યા. અંગ્રેજોની તોપોથી લશ્કરની મોટા પ્રમાણમાં ખુવારી થવા લાગી. ક્ષણમાં અશ્વો, સિપાઇઓ સેંકડોની સંખ્યામાં મરવા લાગ્યાં. અંગ્રેજોનું પરાક્રમ જોઇ નવાબ સૈન્ય હતાશ બની ગયું. પરિણામે લશ્કરમાં નાશ ભાગ થઇ રહી. મોહનલાલે જોયું કે હવે યુદ્ધ કરવું નિરર્થક છે. તે રણસ્થળનો ત્યાગ કરી નવાબના શિબિરમાં આવ્યો.

નવાબનો પટમંડપ આ વખતે શૂન્ય પડયો હતો. તપાસ કરતાં ખાત્રી થઇ કે પરાજય પામવાના ભયને લીધે નિરુત્સાહી બની તેણે રાજધાની તરફ પ્રયાણ કર્યું છે. આ સાંભળતાં મોહનલાલ નિર્વાક્ બની ગયો અને નવાબને મળવા મુર્શિદાબાદ તરફ ચાલ્યો. પલાસીનું રણક્ષેત્ર વીરવર કલાઇવના વિજયની સાક્ષી પૂરવા શાંત પડયું.

---

# પરિચ્છેદ ૪૦.

## કર્મફળ.

મુર્શિદાબાદ આવી સિરાજે તરતજ પોતાનાં આત્મીયજનોને એકઠાં કર્યા. તેઓને જાત્યાભિમાનનું સ્મરણ કરાવી તેણે પુનઃ યુદ્ધ આરંભવાની તૈયારીઓ કરવા કહ્યું અને યુક્તિઓવડે તેઓને ઉત્સાહ પુર્ણ બનાવવાના પ્રયત્નો કર્યો, પરંતુ કોઇએ તેને સહાય આપવાની સંમતિ દર્શાવી નહિં. ભાગ્યોદયથી વીરોચિત પદવી પામેલા અંગ્રેજો અને તેના નાયક મહાવીર કલાઇવ સામે યુદ્ધમાં ઉતરવાની કોઇએ હિમ્મત દર્શાવી નહિં.

જ્યારે સિરાજુદૌલા આ પ્રમાણે સઘળી દિશાઓમાં નિષ્ફળ નિવડયો ત્યારે તેણે નાસીપાસ થઇ નાશી જવાનો ઠરાવ કર્યો. તે થોડાં મહામૂલ્યવાન રત્નો, પ્રાણાધિક પ્રેયસી લતફુન્નિસા, પોતાનો એક નિમકહલાલ નોકર અને એકાદ બે દાસીઓ લઇ જળમાર્ગે નાવપર આરુઢ થઇ નાઠો. રાજ્ય, રાજ્યસિંહાસન, રાજ્ય ભવન, અનેક પ્રકારની અમૂલ્ય વિલાસ સામગ્રી સઘળું હતું ત્યાં પડી રહ્યું,' હજુ તેના દિલમાં એક આશા હતી. આશા કોણ છોડી દે છે? પ્રાણ હોય છે ત્યાં સુધી મનુષ્ય અનેક પ્રકારના તર્કો દોડાવે છે. સિરાજની ઇચ્છા હતી કે ફ્રેન્ચ સેનાપતિ મોં. લી સાથે મળી તેની સહાયતાવડે મુસલમાનોની સ્વાધીનતાનું રક્ષણ કરવા પ્રયત્ન કરવો. આ આશામાં મુગ્ધ બની તેણે પટણા તરફ પ્રયાણ કર્યું. જેના અત્યાચાર વડે સમસ્ત બંગાલા, બિહાર અને ઓરીસા કમ્પતા હતા તે આજે અપરાધીઓની પેઠે કેદ થવાના ભયથી છૂપાઇ છૂપાઇ નાસતો હતો.

મધ્યાહ્ન થયા હતા. કોઇ ઘરમાંથી બહાર નીકળવા હિમ્મત

કરવું નહોતું. આ સમયે બંગાલ, બિહાર, ઓરીસાનો નવાબ બખ્ખર સૂર્યનાં તીવ્ર કિરણોની દરકાર કર્યા વગર નાવમાં બેસી પટણા તરફ પ્રયાણ કરી રહ્યો હતો. સૂર્યની ગરમી અસહ્ય હતી. કિન્તુ આવા કષ્ટથી પણ તે અત્યારે વિચલિત થતો જણાતો નહોતો. તે જાણતો હતો કે પોતાની હૃદય યાતના પ્રકટ કરવાથી તેની પ્રાણાધિક પત્નિ લુત્ફુન્નિસાને દુઃખ થશે. આ ભયથી તે અસીમ સહિષ્ણુતા દાખવી અચળ રહ્યો હતો. વાસ્તવિક દારૂણ કષ્ટથી તે મૃતઃપ્રાય બની ગયો હતો. તે કંઇ બોલતો નહોતો પરંતુ પતિપ્રાણા લુત્ફુન્નિસા સ્વામીની સ્થિતિ જાણતી હતી. તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, " હે ભગવન્ ! શું તમારી આવી ઇચ્છા હતી ? જો અંતમાં આવું કષ્ટ આપવાની તમારી ઇચ્છા હતી તો પછી બંગાલ, બિહાર, ઓરીસાના સિંહાસનના અધિષ્ઠાતા અમને શા માટે બનાવ્યા ! જેણે આજ સુધી સુખ શિવાય અન્ય કશું દેખ્યું નથી, તેને આજ આવું દુઃખ શા માટે આપો છો ? " આમ કહેતાં તેની આંખોમાંથી અવિરામ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. તે ધ્રુસ્કા મૂકી રડવા લાગી. આ પતિવત્સલ રમણીની આંખોમાંથી શોકાશ્રુ આજે પહેલી વખત નીકળ્યાં હતાં

મનનું દુઃખ મનમાં રાખી લુત્ફુન્નિસાએ પોતાના અંગવસ્ત્રથી સિરાજપર છાયા કરી અને રૂમાલ વતી તેનો પરસેવો લુછી નાંખ્યો; તેને પોતાની જરા પર ચિન્તા ન્હોતી. બાજુમાં સ્નેહની પુતળી પાંચ વર્ષની નાની બાલિકા બેઠી હતી. તેના તરફ પણ તેનું દુર્લક્ષ હતું. આ સતી સ્ત્રીનું માત્ર એક પતિમાં દિલ પરોવાયેલું હતું. સતી સમાન પતિની મર્મવેદના અન્ય કોણ સમજી શકે તેમ છે ? આ પ્રમાણે બે દિવસ અન્ન પાણી વગર વીત્યા. સઘળાં ક્ષુધા તૃષાથી અધીરાં બની ગયાં. પાસે ધનનો તોટો નહોતો. પરંતુ રાજ્ય

ભ્રષ્ટ સિરાજમાં અત્યારે એટલી હિમ્મત નહોતી કે કિનારા પર ઉતરીને ખાદ્ય પદાર્થો મેળવે !

અંતે નૌકા રાજમહલ પહોંચી ત્યાં સિરાજે એક મસજિદમાં ફકીરનો આશ્રય લીધો. આ ફકીરને પહેલેથી ખબર હતી કે, જે કોઇ સિરાજને પકડી લાવશે તેને મોટું ઇનામ મળશે, એવું જાહેર થયું છે. ફકીરે તરતજ સિરાજને ઓળખી લીધો. તેણે કૃત્રિમ સભ્યતા બતાવી તેને પોતાને ત્યાં આશ્રય આપ્યો અને બીજી બાજુ મીર કાસિમને સંદેશો મોકલ્યો કે મેં નવાબને પકડેલ છે. સિરાજુદ્દૌલાને કયાંથી ખબર હોય કે ચોમેર તેને પકડવાને માણસો ફરે છે ! તેણે નિશ્ચિંત બની મસજિદમાં આશ્રય લીધો હતો, તેટલામાં મીર કાસિમ અને મીર દાઉદે આવી તેને કેદ કર્યો અને લશ્કરના પહેરા હેઠળ મુર્શિદાબાદ મોકલી આપ્યો. મુર્શિદાબાદમાં મીર જાફર સિંહાસનારૂઢ થઇ ગયો હતો. તેના આદેશ અનુસાર સિરાજુદ્દૌલાને કેદમાં રાખવામાં આવ્યો. મીર જાફરે આજ્ઞા આપી કે સિરાજને એક રાજકેદી તરીકે રાખવો અને તેનીજ જરૂરીયાતો ઉપર સમ્પૂર્ણ લક્ષ આપવું. પરંતુ મુહમ્મદબેગ નામક એક વ્યકિત કે જેના સાથે સિરાજે અગાઉ અસદ્ વર્તન ચલાવ્યું હતું તેણે પોતાનું જૂનું વેર સંભાળી, ઉચિત અવસર પ્રાપ્ત થયો જાણી, તેનો કેદખાનામાં અત્યંત નિર્દયતાપૂર્વક ઘાત કર્યો.

આ પ્રમાણે આ નવલ કથાની સમાપ્તિ થાય છે. અમે અમારા પાઠકોને નિવેદન કરીએ છીએ કે આ પુસ્તકને સાદ્યંત વાંચી એક અત્યાચારી નૃશંસ રાજાના જીવનનું નિરીક્ષણ કરી, તેના પરિણામને સોચી, તેમાંથી ઉચિત શિક્ષા–લાભ પ્રાપ્ત કરે !

**સમાપ્ત.**

